# સ્ત્રી નીતિ ગીત સંગ્રહ.

૧

## બાળ પ્રાર્થના.

પાયે લાગું પ્રભુને સદા રે, નાની વયની છું બાળ;
ટાળજો મારી આપદા રે, પ્રભુ છો પ્રતીપાળ.

હેત ધરી મને પાળજો રે, નાની વયની છું બાળ;
કુશળ રાખી દુઃખ ટાળજો રે, પ્રભુ છો પ્રતિપાળ.

સદાચરણ શુભ આપજો રે, નાની વયની છું બાળ;
સુમતિ આપી સુખ થાપજો રે, પ્રભુ છો પ્રતિપાળ.

સાચા બોલી કરજો મને રે, નાની વયની છું બાળ;
હાથ જોડીને નમું તને રે, પ્રભુ છો પ્રતિપાળ.

માત પિતા મારાં રહો સુખી રે, નાની વયની છું બાળ;
પાળે મને ન કરે દુઃખી રે, પ્રભુ છો પ્રતિપાળ.

વડીલનો વિનય કરાવજો રે, નાની વયની છું બાળ;
નીતીના પંથે ચડાવજો રે, પ્રભુ છો પ્રતિપાળ.

---

૨

## દડા વિષે.

ગીત (૧)

આવો આવો અહીં ગંમત કરીએ,
શીર સીધું લીટીપર પાય ધરીએ;

સૌ સાથે કરોને હાથ ઉંચા,
વળી બધાં સાથે કરો હાથ નીચા.

સાથે સાથે સહુ નીચાં બેસો,
કર લાંબો કરીને દડો લેશો;
ઉઠો ઉઠો દડાનો રંગ દેખો,
રાતો રાતો કંકુ જેવો પેખો.

બીજો હળદરના જેવો શોભે,
ત્રીજો વાદળી દેખી મનડું લોભે;
આ ત્રણને કહે છે મૂળ રંગો,
હવે મેળવેલા જોજો રંગો.

જુઓ લીલો પોપટની પાંખ જેવો,
રંગ નારંગીઓ ભપકે કેવો;
આતો જાંબુડા જેવું શું જોવું,
રંગ રંગી દડા જોતી મોહું.

દડો દાબું મને લાગે પોચો,
જાણે હાથમાં છે રૂનો લોચો;
મારા દડા તણો છે ઘાટ કેવો,
કાલ લાડુ જમ્યા તેના જેવો.

મારો મારો દડો ભોંયે મારો,
ઝીલી ઝીલી તેને હૈયે ધારો;
મારા પ્યારા દડાને પંપાળુ,
સંભાળીને સોડમાં સંતાડું.

૩

## દડા વિષે.

ગીત ( ૨ )

સૌના દડા કેવા, ગોળ લાડુ જેવા,
દાબીએ તો કેવા, પોચા રૂ જેવા;
શેના બનેલા, ઉનના ગુથેલા,
ઉન હોય કયાંએ, ઘેટાં હોય ત્યાંયે.
ત્યાં હોય કેવું, ધોળું દુધ જેવું,
બધાં ઘેટાં ધોળાં હોય, ના કોઇ કાળાં હોય;
જુદા રંગ શાથી, રગમાં રંગ્યાથી,
ભાર હોય કેટલો, હલકાં પીછાં જેટલો;
ભોંય પછાડો ઉછળીને આવ્યો.

---

૪

## પોપટ વિષે.

પોપટ કેવો છે સારો, લાગે બોલીથી પ્યારો,
બોલવા સારૂ મુખ બનાવ્યું, જોવાને બે આંખો;
ચાલવાને બે પગ બનાવ્યા, ઉડવાને બે પાંખો. પો૦ ૧
નાક નમેલું રાતું રૂડું, કોટે કાંઠલો કાળો;
જુઓ લીલો રગ શરીરે, શોભે છે રૂપાળો. પો૦ ૨
રહેવા સારૂ માળો બાંધ્યો, ખાય ફળો ને મેવા;
તીખું તીખું ખાવા જોઇએ, એ સવાદીઓ કેવો. પો૦ ૩
ભણાવીએતો ભણતાં શીખે, બોલે બોલજ મીઠો;
તેથી પોપટ પાંજરડામાં, પાળેલો મેં દીઠો. પો૦ ૪

---

૫

## નિશાળે આવવા વિષે.

આવજો આવજો આવજો રે,
બ્હેનો સરવે નિશાળે આવજો;
લાવજો લાવજો લાવજો રે,
તમે પાઠ ઘેરથી શીખી લાવજો.
માતા પિતાની સેવા કરીને,
ગુરૂને શીશ નમાવજોરે. બ્હેનો૦
સમય રૂડો આ બાળપણાનો,
રમતમાં ન ગુમાવશોરે. બ્હેનો૦
નાની બેન કે સખી હઠી નવ આવે,
સમજાવીને તેડી લાવજોરે; બ્હેનો૦

---

૬

## વ્હાણેલાં.

જાગો જાગોરે મારી ગુરજરી બેનો કે,
વ્હાણેલાં ભલાં વાયાં રે;
પૂર્વ દિશાએ રે ઉગ્યો સૂર્ય મજેનો કે વ્હા૦
ઉઠી કરજો રે પ્રભુનાં દરશન કે વ્હા૦
પાયે પડજો રે ગુરૂને શુદ્ધ મન કે વ્હા૦
તજી આળસરે ઉઠજો વ્હેલાં નિત્ય કે વ્હા૦
માતા પિતાને રે નમજો રૂડી રીત કે વ્હા૦
નિત્ય ભણજો રે પાઠ નીતિના સારા કે વ્હા૦
નવી કરજો રે કદી સંગ નઠારા કે વ્હા૦

---

૭

સૌ હળી મળી લઇએ તાળી બેન
　　સરખી વયની સાહેલી૦
અલી તું ભલી ભોળી ભાળી બેન　　સરખી૦
ઉઠીએ વ્હેલાં પરભાતે બેન　　સરખી૦
ભજીએ પ્રભુને ભલી ભાતે બેન　　સરખી૦
નમીએ માબાપને પ્રીતે બેન　　સરખી૦
જે મ્હાય સદા એક ચિત્તે બેન　　સરખી૦
જે દુઃખ વેઠી સુખ આપે બેન　　સરખી૦
તસ આજ્ઞા કોણ ઉથાપે બેન　　સરખી૦
વડીલોનો વિનય તે કરીયે બેન　　સરખી૦
તસ હિત વચને અનુસરીએ બેન　　સરખી૦
દાતણ કરીએ નિત્ય નાહીએ બેન　　સરખી૦
માથું ઓળી તેલ વાહીએ બેન　　સરખી૦
હસતે મુખ હળી મળી રહીએ બેન　　સરખી૦
પછી પાઠ નિશાળનો ભણીએ બેન　　સરખી૦
હઠ કજીઓ કદી નવ કરીએ બેન　　સરખી૦
થયે વખત નિશાળે જઇએ બેન　　સરખી૦

---

૮

પ્રભુજી પ્યારા શુભ મતિ આપો કાપો બુદ્ધિ નઠારી,
તારણહારા સુખીઆં થઈ નિત્ય ભક્તિ કરીએ તમારી;
પ્રભુ ચોરી ચાડી નહી કરીએ,
નહી જૂઠું બોલી છેતરીએ,
ચોખ્ખાં રહીએ સંપી ફરીએ.　　પ્રભુજી૦

માબાપ શીખામણ સાંભળીએ,
મુખમાંથી ગાળ ન ઉચ્ચરીએ;
રીસાઈ ટંટો નહીં કરીએ. પ્રભુજી૦

ઝટ ભણીએ આળસ નહીં કરીએ,
પ્રભુ તારૂં નામ સદા ભજીએ;
આ તેર શીખામણ નહીં તજીએ. પ્રભુજી૦

---

૯

વિદ્યા ધન ભંડાર, જગમાં વિદ્યા ધન ભંડાર;
દે સુખ અપરંપાર, જગમાં વિદ્યા ધન ભંડાર.
ખપથી ન ખુટે ચોર ન લૂટે, જેને છે ભય ન લગાર. જ૦
માત પિતાની સેવ કરાવે, સુખી કરે સંસાર. જગ૦
ઈશ્વર ભજવા પંથ સૂઝાડે, શુદ્ધ કરાવી વિચાર. જગ૦
પરમારથમાં પ્રીત કરાવે, જેથી ઉતરીયે પાર. જગ૦
આ જગમાંહે સરસ ગુણોની, વિદ્યા મોટી વખાર. જગ૦
વિદ્યા વિણ સરવે જન કરો, જાય અફળ અવતાર. જગ૦
બેઠા શું આર્ય ચતુર ભુજ જોડી, અર્થ ભણે સરનાર. જગ૦

---

૧૦

મને મોકલ ભણવા માતા રે,
તને કહીશ પછી સુખદાતા રે;
માતા ઘરમાં જે મારૂં કામ રે,
તેતો કરીશ રજામાં તમામ રે.

ઘર રાખવાની ટેવ છોડ રે,
મને ભણવાના ઝાઝા કોડ રે;

રોજ શીખું જઇ સખીયો પાસ રે,
પરીક્ષક મને કરશે પાસ રે.

માજી ઘેર રહે દુઃખ થાશે રે,
મારૂં ઇનામ મોટું જાશે રે;

મારી સહીયર ભણી ગીત ગાય રે,
મને શીખવાની ઇચ્છા થાય રે.

રૂડો કેળવણીનો ક્યારો રે,
જેમાં ઉગે સુખી જનમારો રે;

માત પિતા આ ઉરમાં ધારો રે,
નહીં અભણના દુઃખનો આરો રે.

ચાહી સુખ કેરા સ્તંભ ચણાવો રે,
ભાવે બાળકી સરવે ભણાવો રે;

---

૧૧

આજે સોનાના સુરજ મારે ઉગીયા,
મારા હર્ષતણો નહિ પાર. આજે૦

ભરી કુંકુમ કેસરના વાટકા,
પૂજું શ્રી પ્રભુ જગદાધાર. આજે૦

આજે મોતીના ચોક મેં પુરાવીઆ,
પામી પૂરણ પ્રભુનો પ્રસાદ. આજે૦

મ્હારા પિતાએ નીતિ વચન આપીઆં,
જાણે કુસુમનો વરસ્યો વરસાદ. આજે૦

મારી માતાએ ખોળે બેસાડી અને,
કીધાં વચન સુણ્યાં મેં કાન. આજે૦

બેની સાસરીએ સુખથી સીધાવજે,
નહી ત્યાં અહીં જેવું થાશે તોફાન. આજે૦

કહ્યું કરજું ને ફરજું નહીં જરી,
સૌને બોલાવું દઇ સનમાન. આજે૦

જાણે નીતિ વિવેક તણી મુરતી,
તો તું પામીશ જગમાંહી માન. આજે૦

તારા પતિને પ્રભુ પદ આપજે,
તેની કરજે તું નિત નિત સેવ. આજે૦

નહીં વચન પતિતણું ઉથાપજે,
ગણજે અવનીમાંહે તુજ દેવ. આજે૦

તારા તાતનું નામ તું દિપાવજે,
ધરજે આ શીખ મારી ધ્યાન. આજે૦

જૈન કન્યાશાળામાં તું શીખેલીશુ;
એવું રાખજે ઉર અભિમાન. આજે૦

---

૧૨

સુંદર બાઇ ચાલ્યાં સાસરીએ,
માબાપ શીખામણ આપે બેન.
લાજ વધારજો લાખેણી૦

નીચા કુળની નિરલજ નારી,
ભરથારનું વેણ ઉથાપે બેન. લાજ૦

સાસુજી કહે તે સાંભળજો,
કોઇથી વઢવાડ ન કરશો બેન. લાજ૦

રાખી રહેજો ઓઢવું સૌનું,
અભિમાન ન અંતર ધરશો બેન. લાજ૦

ઘરમાં બેઠાં ધંધો કરીએ,
પરઘેર ઘણું નવ જઇએ બેન. લાજ૦

તમે ભણ્યાં ગણ્યાં બહુ છો ડાહ્યાં,
તમને ઝાઝું શું કહીએ બેન. લાજ૦

મેલાં ઘેલાં તો નવ રહીએ,
ચટકો મટકો નવ કરીએ બેન. લાજ૦

કોઇ વાત કરે વાંસે લોકો,
એવું ન કદી આચરીએ બેન. લાજ૦

જે સપુત છે સારી છોડી,
માબાપની લાજ વધારે બેન. લાજ૦

મણી લોહ તણું સોનું કરશે,
સોબતીને એમ સુધારે બેન. લાજ૦

જે સંપ સગાંથી તોડે છે,
કોઇ વખત હાથ ઘસે છે બેન. લાજ૦

જે સૌનું સારૂં ઇચ્છે છે,
તેના દીલમાં દેવ વસેછે બેન. લાજ૦

---

૧૩

જેની અંદર અર્થ નઠારો રે,
ગીત નઠારાં નવ ગાઇએ.

સુણી સુણીને સત્ય વિચારો રે,
ગીત નઠારાં નવ ગાઇએ.

જેમાં નહીં નીતિનો સ્વાદ રે, ગીત૦
બાઇઓ તે તો બકવાદ રે. ગીત૦

શીદ સુખ દુખવીએ ઠાલુરે, ગીત૦
વીપરિત મતીને તે વહાલું રે. ગીત૦

એવાં શીખવે ગીત સુતાને રે, ગીત૦
ધિક તેવાં માત પિતાને રે. ગીત૦

સારા જન તો શરમાયરે, ગીત૦
એતો સુણતાં ઉઠી જાયરે. ગીત૦

એતો માત પિતાનો વાંકરે, ગીત૦
એતો જાણો આડો આંકરે. ગીત૦

જો સૌનું સારૂં ધારો રે, ગીત૦
નવ રાખો ચાલ નઠારો રે. ગીત૦

જેમાં હોય ઇશ્વરનું નામરે, ગીત૦
પણ અનીતિ ઠામો ઠામરે. ગીત૦

એથી ઉપજે અસર નઠારીરે, ગીત૦
ચિત ધરજો ચતુર વિચારી રે. ગીત૦

નીતિથી ઉલટુ જેહ રે, ગીત૦
ઇશ્વરને ન ગમે એહ રે. ગીત૦

સુધરે નહીં અંતઃકરણ રે, ગીત૦
આવે નહીં સદ આચરણ રે. ગીત૦

કહોતે ગાઇએ શા કામે રે, ગીત૦
દાખે છે દલપતરામ રે. ગીત૦

---

૧૪

માતા હેત ધરીને પુત્રીને કહે,
તારાં સાસરીઆં ઉપર પ્રીતિ આણરે;
સાસરીએ શાણી સંપીને રહેજે મારી દીકરી.

મેં તો જન્મ આપીને પાળી પ્રીતથી,
હવે માલિક છે સાસુ તારી જાણ રે. સાસરીએ૦

તારી માતા સાચી તું ગણજે સાસુને,
તારૂં સુખ દુઃખ છે સઉ તેને હાથ રે. સાસરીએ૦

લોકો સાસુની નિંદા ખોટી કરે,
પણ તે પુત્રી સમ વરતે વહુની સાથ રે. સાસરીએ૦

દીકરી તાળી પડે ન એક હાથથી,
જો વહુ વાંકી તો સાસુ વાંકી થાય રે. સાસરીએ૦

વ્હાલી મેલું ન મન કરીએ કદા,
કરીએ સાસુનો વિનય સદાય રે. સાસરીએ૦

મીઠાં વેણથી કારજ સંપજે,
કડવાં વચનથી બગડે તે કાજ રે. સાસરીએ૦

દીકરી વિનય વિવેકથી પામીએ,
રૂડાં વાંછિત કાજને રાજ રે. સાસરીએ૦

સામા માણસનું દીલ દુખાવીએ,
તો દુઃખ ઉપજે આપણને જેમ રે. સાસરીએ૦

તારી સાસુને માતા કહી બોલાવજે,
ધરજે પીતા સમ સસરા ઉપર પ્રેમ રે. સાસરીએ૦

---

૧૫

## રામ તથા લક્ષ્મણ વનમાં જતાં સીતાને રામે કહેલું ઘોળ.

રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં,
સતી સીતાને આવતાં સાથ કહે રઘુનાથ;
પધારો પીયર ભણી.

નહીંતો અહીં રહો સસરાના રાજ્યમાં,
હેતે હળી મહી સાસુ સંગાત, નહીંતો જોડી હાથ;
પધારો૦

અમે વસ્તીમાં નહીં વસીએ વીનતા, અમે કરશું જઇ
વનવાસ; તમે પામો વાસ; પધારો૦

સાથ રથકે ઘોડું નહીં રાખીએ,
નહીં રાખીએ દાસીકે દાસ; કોઇ અમપાસ. પધારો૦

તમે કોશનો પંથ કીધો નથી,
ચરણે ચાલવાથી પામો થાક, લીટી ખેંચો નાક. પધારો૦

અમે વનફળ ખાઇ ખુશીમાં રહેશુ,
કોઇ દિવસે તો કેવળ શાક; વિના લૂણપાક. પધારો૦

વનમાં નથી મંદિર નથી માળીઆં,
નથી પોઢવા કાજ પલંગ; રંગીન નવરંગ. પધારો૦

કરશું ઘાસકે પાનની ઝુંપડી,
સુવા સાથરો તે ખુંચે અંગ; એમાં શો ઉમંગ. પધારો૦

વનમાં હીરનાં ચીરતો નહીં મળે,
વનમાં નહીં મળે ફરતાં ફુલેલ; કે તેલ ફુલેલ. પધારો૦

વનમાં નહીં મળે શાણી સાહેલીઓ,
કરશો કે સંગે ખાંતથી ખેલ; ઉમંગ ભરેલ. પધારો૦

ઉષ્ણ કાલે વાશે ઉના વાયરા,
એવું દેખીને થાશો ઉદાસ; જ્યારે જેઠ માસ. પધારો૦

વરસે મેઘને ઝબકશે વીજળી,
તેવે ટાણે તો તરૂ તળે વાસ; નહીં છત્ર પાસ. પધારો૦

વનમાં ઘાતકી રહે છે રાક્ષસ ઘણા,
ચારે તરફ ફરે બહુ ચોર; જેનું ઘણું જોર. પધારો૦

વનમાં વાઘ વરૂને વાંદર જેવાં,
ઘણાં વિચરે જનાવર ઘોર; બચે નહીં ઢોર. પધારો૦

મોટા પર્વત દેખીને માનની; તમે નજરે જોય નહીં જાય
દીઠે ખાવા ધાય. પધારો૦

તમે રાજ કન્યા કાયા કોમળી,
વનવાસનાં દુખ ન વેઠાય; કાયા કરમાય. પધારો૦

ઘરમાં અંધારૂ દેખી ડરો ઘણાં,
નથી નીસર્યાં કદી ઘરબાર; છો નાજુક નાર પધારો૦

તમે છોટી ઉમર વરસ સોળનાં,
નથી સંકટ વેઠયાં લગાર; તમે કોઈવાર. પધારો૦

પરણી આવીને પીયર ગયાં નથી,
તમને મળવાને ઇચ્છેછે માય; ચોંપે ચીત ચાય. પધારો૦

રાજા જનકજી તમને ઝંખે ઘણું,
તેના સંદેશા આવે સદાય; તેડાં પાછાં જાય. પધારો૦

ભલી ભાતનાં ભોજન ભાવતાં,
તમને મોકલશે મહીપાળ, પૂરાવીને થાળ. પધારો૦

અમે અવધે ફરી જ્યારે આવશું,
લેશું સ્નેહે તમારી સંભાળ; ત્યારે તતકાળ. પધારો૦

રૂડી મિથિલાપુરી મન ભાવતી,
તેમાં પામશો પરમ વિરામ; છે આપનું ગામ. પધારો૦

ગોરી તમને ગમે તેમ હું કરૂં,
એમ દલપતરામનો શ્યામ; કહે રાજારામ. પધારો૦

---

૧૬

એવું સાંભળીને સિતાજી કહે,
સુણો સુંદર શ્યામ સુજાણ, પ્યારા મારા પ્રાણ,
સાથે રાખો સ્નેહથી.

જુદાં પડવાની વાત વ્હાલા કહો,
તેતો બોલ લાગે તીખાબાણ, રઘુકુળ ભાણ. સાથે૦

સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં,
તમથી વેગળી તે પરદેશ, હું જાણું હમેશ સાથે૦

તમે જોગીનો વેશ જો ધારશો,
તો હું જોગણનો ધરૂં વેશ, જટા કરૂં કેશ. સાથે૦

સ્વામી તમેરે સુખીતો સુખ માહરે,
તમે દુ:ખમાં તો દુ:ખ મારે દેહ, એમાં શો સંદેહ. સાથે૦

જે કોઇ પરણ્યા પછી રહે પીયરમાં,
અવતાર બળ્યો ધિક એહ, મુવા જેવી તેહ. સાથે૦

સ્વામી તમવિના મંદિરને માળીઆં,
ભાસે પર્વત મોટા સમાન, વસ્તીતો વેરાન. સાથે૦

મહાવનમાં ભરી વસ્તી ભાસશે,
જ્યારે પામીશ દરશન દાન, કૃપાના નિધાન. સાથે૦

સાસુ સસરોને માત પિતા સહુ,
ભલે જીવો કરો રૂડાં રાજ, મને મહારાજ. સાથે૦

સ્વામી શું કરૂં ભાઇ ભોજાઇને,
સ્વામી શું કરૂં સહચર સમાજ, કેનું નથી કાજ. સાથે૦

સાચું સગપણ જગમાં સ્વામી તણું,
બીજો સ્વાર્થી સઘળો સંસાર, કુટુંબ પરિવાર. સાથે૦

મારાં લાડ પાલણ તમે લાલજી,
બીજો નથી આંસુનો લોનાર, કે એકે આધાર. સાથે૦

કાયા પ્રાણ થકી જો જૂદી રહે,
તો હું તમથી જુદી પડી છેક, જીવું તજી ટેક. સાથે૦

જો કોઇ જળથી જુદી પાડી માછલી,
રાખે દુધમાં કરીને વિવેક, જીવે પળ એક. સાથે૦

તમે સુખના સાગર રહો વેગળા,
પછી શું કરૂં રાજ ને પાટ, હવેલીના ઠાઠ. સાથે૦

મને હીરનાં ચીર ગમે નહી,
મને ન ગમે ઘરેણાંના ઘાટ, મટાડો ઉચાટ. સાથે૦

હું તો તમને દીઠે થાઉં દેખતી,
અણદીઠે તો આંધળી ભીંત, જનમની એ રીત. સાથે૦

મેં તો સ્નેહ તોડચો સર્વ લોકથી,
બાંધી તમ સંગે પૂરણ પ્રીત, ચોરાયું છે ચીત. સાથે૦

જમવું જીવન તમથી જૂદાં પડી,
હોય વિધ વિધનાં પકવાન, તે વિખનાં નિશાન. સાથે૦

કરીએ ભોજન તમ સંગ ભાવથી,
હોય કેવળ શાક કે પાન તે મેવા સમાન. સાથે૦

પડશે તડકાને તાપ વૈશાખના,
તે તો જાણીશ ચંદ્ર પ્રકાશ, રહી તમ પાસ. સાથે૦

મુજને મેલી જો પંથ પધારશો,
આવી મળવાની ધરશો ન આશ, નિશ્ચે પામું નાશ. સાથે૦

કરતી વાત ઢળી પડી ધરણીએ,
નારી જાનકી થૈને નિરાશ, કહે લેતી શ્વાસ. સાથે૦

દયા કરી દેવ દલપતરામને,
સતી સીતાને દેખી ઉદાસ,
જતાં વનવાસ, સાથે રાખ્યાં સ્નેહથી.

---

૧૭

## શિયળ વ્રત વિષે.

સાંભળજોરે સખીઓ સઉ મારી,
શિયળ ધરમ ઉર ધરીએ રે. એ ટેક.

આ ભવસાગર વિશાળ તેમાં,
શિયળ હોડીથી તરીએ રે;
શિયળ વ્રતે નિશ્ચળ રહી તેનાં,
નામ સવારે સ્મરીયે રે. સાં૦ ૧

પતિવિણ અન્ય પુરૂષ સૃષ્ટિના,
બંધુ બરાબર ગણીયે રે.

વિનયથી વાત સ્ત્રીયોને શોભે,
હાસ્ય કરી નવ હસીયે રે. સાં૦ ૨

શીઅળ વ્રતનું રક્ષણ કરતાં,
સંકટ સઘળાં સહીયે રે;
પતિ પ્રસન્ન સદા રાખ્યામાં,
જીંદગી અરપણ કરીએ રે. સાં૦ ૩

મળ્યો મનુષ્યા દેહ મજાનો,
શીયળ વ્રતથી ઉધરીએ રે;
જૈન કન્યાશાળામાં ગુરૂએ,
દીધેલી શીખ નિત્ય સ્મરીએ રે. સાં૦ ૪

---

૧૮

આહા ! આર્ય ભૂમિની અધમ દશા આવી રહી રે.

સકળ શિરોમણી દેશ કરે દુઃખથી કલ્પાંત,
બંધુ બાળકીઓને ભાવથી સરવ ભણાવજો રે;

વિદ્યા સર્વ શાસ્ત્રમાં સકળ સુખનું બીજ છે કહી રે,
આપે કલ્પલતા સમ યુગ યુગ સઘળાં સુખ. બંધુ૦

ચંદ્રથકી રજની દીપે, દીપકથી ઘરબાર;
નરનારી વિદ્યાવડે, સકળ શાસ્ત્રનો સાર,

સુશીલા આ સંસારે જનમનનો શણગાર છે રે,
સન્નારીથી સજનો સુખકર છે સંસાર. બંધુ૦

રત્ન જડીત શણગારને, ઉર એકાવળ હાર;
અંબર જરીથી ઓપતુ, ઝાંઝરનો ઝમકાર,

રતિ સમ રૂપ છતાં જો, અભણ અને અજ્ઞાન છે રે,
ધિક ધિક તે અબળાનો અવનીપર અવતાર. બંધુ૦

કેલવણી વિણ ભાળીએ, આળસ ઉપર પ્રેમ;
બાળ લગ્ન બંધન અને, દ્વેષ કલેશને વ્હેમ,

નિંદા કરતી ભમતી ભાળો સઘળી નારીઓ રે,
દેખી સજ્જનનું કેમ દીલ નહી દુભાય. બંધુ૦

ગ્રંથો નિતિ વિવેકના, ભામિનીશીજ ભણાય;
સર્વ સુખોને સાધવા, એકજ દીસે ઉપાય,

કન્યાશાળાની આ નમ્ર વિનતી ઉર ધારજો રે,
દેજો બાળાઓને નિતિ વિદ્યાનું દાન. બંધુ૦

---

૧૯

## સારી અને નઠારી સ્ત્રીનો મુકાબલો.

રહે સાચવરે સાફ સુંદરી સારી રે;
ફરી ભુલ ન માગે માફ નાર નઠારી રે.

ભજે ભાવ ધરી ભગવાન, સુંદરી૦
ઇશ્વરથી પણ અજ્ઞાન. નાર૦

લે શીખામણનો સાર, સુંદરી૦
પણ અવગુણ લહે અપાર. નાર૦

ભણતી ગણતી ભલી ભાત, સુંદરી૦
લડતી વઢતી દિન રાત. નાર૦

રાખે મન વિનય વિશાળ, સુંદરી૦
પણ મનથી ક્રુર રીસાળ. નાર૦

પામે પૂરણ સત્કાર, સુંદરી૦
ખોએ નિજ ભૂષણ ભાર. નાર૦

કરે સજ્જનનું સનમાન સુંદરી૦
આપે સહુને અપમાન. નાર૦

ગાએ જે મંગળગીત, સુંદરી૦
કરતી પરનિંદા નિત. નાર૦

મુખ વદતી મીઠાં વેણ, સુંદરી૦
કાઢે કરડાં બહુ નેણ. નાર૦

જગમાં જશ લે સુખકાર, સુંદરી૦
ભુંડપનો ઓઢે ભાર. નાર૦

તમે બનજો શાણાં બેન, સુંદરી૦
નહીં કાન લહે સુખ ચેન. નાર૦

---

૨૭

સતીને પતિ વિણ દેવ ન સાચો,
આ દુનિયામાં બીજોજીરે.
દૃઢ મન ભાવના એવી રાખી,
દંપતી પ્રેમ રસ પીજો, પુત્રી પનોતીજીરે.

સ્ત્રીનો પતિ શણગાર, પુત્રી પનોતીજીરે.
સાચો દંપતિ પ્યાર, પુત્રી પનોતીજીરે.

લગ્નને વજ્રની બેડી માને,
અણસમજુ કોઈ ઠાલોજીરે;
સમજુને મન ઝરો સુધાનો,
સાચો પ્રેમ રસ પ્યાલો. પુત્રી પનોતીજીરે.

લગ્ન વિધિ વેળા પતી સ્ત્રીને,
બોધ રૂડા જે આપેજીરે;
સતિયોને તે પ્રાણથી વ્હાલો,
સમરણ સ્થાનમાં સ્થાપે. પુત્રી પનોતીજીરે.

નામ સહિત તે બોધને ગોખી,
ચઢાવજે તું માથેજીરે;
લગ્નની ફરજ તણા મહામંત્રો,
લગ્ન સમે કહ્યા નાથે. પુત્રી પનોતીજીરે.

લોક કરે ગરબડ તે વેળા,
મંત્રનું મહાત્મ્ય ન ધારેજીરે;
સુણવાની દરકાર ન રાખે,
અર્થ ન કોઈ વિચારે. પુત્રી પનોતીજીરે

પવિત્ર મંત્ર ભણે જે બ્રાહ્મણ,
તે પણ સમજે ન પૂરાજીરે;
તો વર કન્યાને સમજાવા,
ખંત કરે કોણ શૂરા. પુત્રી પનોતીજીરે.

પણ તે મંત્રનો અરથ હું જાણું,
તે તુજને સંભળાવું જીરે;
સંસારે તે સુખકર જાણી,
સાંભળી સમજુ થાવું. પુત્રી પનોતીજીરે.

---

૨૧

તજો પરનિંદા નકારી.
પરનિંદા કરીએ નહીં બાળા, નિંદા નરકની બારી,

પર અપવાદ ઉચરતાં નિજ મુખ, લાજે થાય ખુવારી;
ન કરીયે ચાડી નઠારી, તજો પરનિંદા નકારી. ૧

ડુંગર બળતો દેખે દુનિઆં, પગની લ્હાય નિવારી,
સરશવ સમ પરછિદ્ર પારખે, આપ છિદ્રને વિસારી;
ન છિદ્ર જુએ ગુણધારી, તજો પરનિંદા નકારી. ૨

ચાલણી કણ ન ગ્રહે પણ સૂપડું, સે ગુણ વસ્તુ સ્વીકારી,
ચાલણી સમ છિદ્રપેટા ન થઇએ, લઇએ ગુણ અવધારી;
દોષપર દિલ ન વિચારી, તજો પરનિંદા નકારી. ૩

પર કુથલીમાં કાળ ગુમાવે, નિંદાખોર નઠારી,
અભણ મૂર્ખ ચણતર આણી ઉંધુ, ભગવે પરઘર દ્વારી;
કરે નહીં નિંદા સુ નારી, તજો પરનિંદા નકારી. ૪

---

૨૨

સાંભળજો સજ્જન નરનારી,
હેત શિખામણ સારી જીરે;
રીસ કરે દેતાં શીખામણ,
ભાગ્ય દશા પરવારી. સુણજો સજ્જનોરે.
લોક વિરૂદ્ધ નિવાર. સુણજો૦
જગત વડો વ્યવહાર. સુણજો૦ ૧

મૂરખ બાળક જાચક વ્યસની,
કાળુને વળી નારૂજી રે;
જો સંસારે સદા સુખ વંછો તો,
ચોરની સંગત વારૂ. સુણજો૦ ૨
વેશ્યા સાથે વણજ ન કરીએ,
નીચશું નેહ ન ધરીએ જીરે;

ખાંપણ આવે ઘર ધન જાએ,
જીવિતને પરિહરીએ. સુણજો૦ ૩

કામવિના પરઘર નવ જઇએ,
આળે ગાળ ન દીજે જીરે;
બળીઆ સાથે બાથ ન ભરીએ,
કુટુંબ કળહ ન કીજે. સુણજો૦ ૪

દુશ્મનશું પરનારી સાથે,
તજીએ વાત એકાંતે જીરે;
માતા બેનશું મારગ જાતાં,
વાત ન કરીએ રાતે. સુણજો૦ ૫

રાજા રમણી ઘરનો સોની,
વિશ્વાસે નવ રહીએ જીરે;
માત પિતા ગુરૂ વિણુ બીજાને,
ગુહ્યની વાત ન કહીએ. સુણજો૦ ૬

અણુજાણ્યા શું ગામ ન જઇએ,
ઝાડતળે નવ વસીએ જીરે;
હાથી ઘોડા ગાડી જાતાં,
દુરજનથી દૂર ખશીએ. સુણજો૦ ૭

રમતો કરતાં રીસ ન કરીએ,
ભય મારગ નવિ જઇએ જીરે;
બે જણ વાત કરે જ્યાં છાની,
ત્યાં ઉભા નવ રહીએ. સુણજો૦ ૮

હુંકારા વિણ વાત ન કરીએ,
ઇચ્છા વિણ નવી જમીએ જીરે;
ધનવિદ્યાનો મદ પરિહરીએ,
નમતા સાથે નમીએ. સુણજો૦ ૯

મુરખ જોગી રાજા પંડિત,
હાંસી કરી નવી હસીએ જીરે;
હાથી વાઘ સરપ નર વઢતા,
દેખીને દુર ખસીએ. સુણજો૦ ૧૦

કુવા કાંઠે હાંસિ ન કરીએ,
કેફ કરી નવ ભમીએ જીરે;
વરો ન કરીએ ઘર વેચીને,
જુગટડે નવ રમીએ. સુણજો૦ ૧૧

ભણતાં ગણતાં આળસ તજીએ,
લખતાં વાત ન કરીએ જીરે;
પરહસ્તે પરદેશ દુકાને,
આપણું નામ ન ધરીએ. સુણજો૦ ૧૨

નામું માંડો આળસ છાંડો,
દેવાદાર ન થઇએ જીરે,
કષ્ટ ભયાદિક થાનક વરજી,
દેશાવર જઇ રહીએ. સુણજો૦ ૧૩

ધનવંતોને વેષ મલિનતા,
પગશું પગ ઘશી ધોવે જીરે;
નાપિક ઘેર જઇ શીશ મુડાવે,
પાણીમાં મુખ જોવે. સુણજો૦ ૧૪

નાવણ દાતણ સુંદર ન કરે,
બેઠો તરણાં તોડે જીરે;
ભોંય ચિત્રામણ નગ્ન સુએતો,
તેહને લક્ષ્મી છોડે. સુણજો૦ ૧૫

માતા ચરણે શીશ નમાવી,

આપને કરીએ સલામો જીરે;
દેવ ગુરૂને વિધિએ વંદી,
કરો સસ્સારનાં કામો. સુણજો૦ ૧૬

બે હાથે માથું નવ ખણીએ,
કાન નહી ખોતરીએ જીરે;
ઉભા કહેડે હાથ ન દઇએ,
સામે પુર નવ તરીએ. સુણજો૦ ૧૭

તેલ તમાકુ દુરે તજીએ,
અણગળ જળ નવ પીજે જીરે;
કુળવંતી સતિને શીખામણ,
હવે નર ભેગી દીજે. સુણજો૦ ૧૮

સસરો સાસુ જેઠ જેઠાણી,
નણદી વિનય નવ મુકો જીરે;
શ્યાણપણે શેરી સંચરતાં,
ચતુરા ચાલ મ ચુકો. સુણજો૦ ૧૯

નીચ સાહેલી સંગ ન કીજે,
પરમંદિર નવી ભમીએ જીરે;
રાત્રિ પડે ઘર બ્હાર ન જઇએ,
સૌને જમાડી જમીએ. સુણજો૦ ૨૦

ધોબણ માલણને કુંભારણ,
જોગણ સંગ ન કરીએ જીરે;
સેહેજે કોઇક આળ ચડાવે,
એવડું શાને કરીએ. સુણજો૦ ૨૧

નિજ ભરતાર ગયો દેશાવર,
તવ શણગાર ન ધરીએ જીરે;

જમવા નાત વચ્ચે નવ જઇએ,
દુરજન દેખી ડરીએ. સુણજો૦ ૨૨

પરશેરી ગરબો ગાવાને,
મેળે ખેલે નવ જઇએ જીરે;
ન્હાવણ ધોવણ નદી કિનારે,
જાતાં નિર્લજ થઇએ. સુણજો૦ ૨૩

ઉપડતે પગ ચાલ ચાલીજે,
હુન્નર સહુ શીખીજે જીરે;
સ્નાન સુવસ્રે રસોઈ કરીને,
દાન સુપાત્રે દીજે. સુણજો૦ ૨૪

શોકય તણાં લઘુ બાળક દેખી,
મ ધરો ખેદ હિયામેં જીરે;
તહેની સુખ શિતળ આશિષે,
પુત્ર તણાં ફળ પામે. સુણજો૦ ૨૫

બાર વરસ બાળક સુર પડિમા,
એ બે સરખાં કહિયે જીરે;
ભક્તિ કર્યે સુખ લીલા પામે,
ખેદ કરે દુખ લહીએ. સુણજો૦ ૨૬

નરનારી બેહુને શિખામણ,
મુખ લવરી નવિ હસીએ જીરે;
નાતિ સગાનાં ઘર છોડીને,
એકલડાં નવ વસીએ. સુણજો૦ ૨૭

વમન કરીને ચિતા ઝાલે,
નબળે આસન બેસી જીરે;
વિદિશે દક્ષિણ દિશા અંધારે,
ઓટયું પશુએ પેશી. સુણજો૦ ૧૮

અણજાણ્યે રૂતુવંતી પાત્રે,
પેટ અજીરણવેળા જીરે;
અગાસે ભોજન નવી કરીએ,
બે જણ બેશી ભેળાં. સુણજો૦ ૨૯

અતિશે ઉનું ખારૂં ખાટું,
શાક ઘણું નવ ખાવું જીરે;
મોનપણે ઓઠીંગણ વરજી,
જમવા પહેલાં નહાવું. સુણજો૦ ૩૦

ધાન વખાણી વખોડી ન ખાવું,
તડકે બેસી ન જમવું જીરે;
આંદા પાસે રાત તજીને,
નરણું પાણી ન પીવું. સુણજો૦ ૩૧

કંદમૂળ અલક્ષને બોળો,
વાસી વિદળ તે વરજો જીરે;
જૂઠ તજો પરનિંદા હિંસા,
જો વળી નરભવ સરજો. સુણજો૦ ૩૨

વ્રત પચ્ચખ્ખાણ ધરી ગુરૂ હાથે,
તીરથ યાત્રા કરીએ જી;
પુન્ય ઉદય જો મોટો પ્રગટે.
તો સંઘવી પદ ધરીએ. સુણજો૦ ૩૩

મારગમાં મન મોકળું રાખી,
બહુ વિધ સંઘ જમાડો જીરે;
સુરલોકે સુખ સઘળાં પામો,
પણ નહી એવો દહાડો; સુણજો૦ ૩૪

તીરથ તારણ શીવસુખ કારણ,
સિદ્ધાચલ ગીરનારજી,

પ્રભુ ભક્તેં ગુણુ એણે ભવજલ,
તરીએ એક અવતારે. સુણજો૦ ૩૫
લૌકિક લોકોત્તર હિત શિક્ષા,
છત્રીસીએ બોલી છેરે;
પંડિત શ્રી શુભ વીરવિજય મુખ,
વાણી મોહન વેલ્લી. સુણજો૦ ૩૬

---

૨૩

સતી ગણો પ્રાણથી પતિ પ્યારો રે,
એજ શિક્ષણનો સાર સારો. સતિ૦
પતિ આજ્ઞાને પ્રેમે પ્રમાણી રે,
એના હૃદયનું હારદ જાણી રે;
એજ માનો ખરી સુખ ખાણી. સતિ૦ ૧
પતિ ભક્તિમાં રાખી આ શક્તિ રે,
છળ કપટની છાંડવી યુક્તિ રે;
રાખવી અતિ નિરમળ વૃતિ. સતિ૦ ૨
કાન્તા કથન કવિતા સમાન,
વદે વિબુધ વડા વિદ્વાન રે;
તેનું કાં નવ જાળવો માન. સતિ૦ ૩
પતિ નિંદા કરે જે નારી રે,
અપયશની તે અધિકારી રે;
થાય અંતે અતિ દુખીયારી. સતિ૦ ૪
પ્રેમદા નામ પ્યારૂં તમારૂં રે,
રામા રમણિ ને સુંદરી સારૂ રે;

ગર્વે અવગુણે આજ અકારૂં. સતિ૦ ૫
પતિ રૂપે ગુણે રીઝી રેહેવું રે,
સત્ય વચન રૂચિકર કહેવું રે;
સમે સુખ દુખ આવે તે સ્હેવું. સતિ૦ ૬

લઈ કેળવણી દ્રઢ થાવું રે,
જુઠા જનને ઓળે નવ જાવું રે;
ગુણવંત ગંભીર ગણાવું. સતિ૦ ૭

દ્વેષ કલેશને ફેંકી દુર રે,
મદ મત્સર તજીએ જરૂર રે;
કાન કામિનીનું એજ નુર. સતિ૦ ૮

---

૨૪

શ્રી નીતિ શિક્ષણદ્યો સદારે, અમે બાળા ઉચરીએ;
ધાર્મિક વ્યવહારીક સુદારે, જૈની બંધુ ઉધરીએ;
જૈનશ્વેતાંબર સંઘને રે, અમે વંદન કરીએ;
ધર્મ રૂપી નૌકા વડેરે, ભવસિંધુ ઉતરીએ;
બ્રાહ્મી સુદરી સીતા સતીરે લોલ,
પૂર્વે ભણેલી સૌ હતી રે લોલ;
કેળવણી નીતિ લઇ ભલીરે લોલ,
કીર્તિ કરી જેણે ઉજળી રે લોલ;
અભણ મૂરખ માતાની સંતતિ, મુરખ નિરૂધમીરે લોલ;
સદગુણી માતની દીકરી સદગુણી, વહુ સાસુ સમીરે લોલ;
કદી નીચ કોઇ નીવડે, નહીં કેળવણી દોષ;
નીચ સંગતનો દોષએ, તજી કરીએ નીતિપોષ;

જૈન કન્યાશાળા ભલીરે લોલ,
શ્રાવિકા શાળા નિર્મળીરે લોલ;
ધાર્મિક નૈતિક જ્ઞાનનીરે લોલ,
સ્થાપો સુવિજય નિશાનનીરે લોલ;
દેશની ઉન્નતિ કોમની ચડતી, સ્ત્રી શિક્ષણ વિષેરે લોલ;
ધીર વીર બળબુદ્ધિ નિધાન, પ્રજા પ્રાક્રમી થશેરે લોલ;
સ્ત્રી નિતિ શિક્ષણ ભાવે સાંકળચંદ સુણાવે;
શ્રી સંઘને ભક્તિ ભાવે મોતીડે બાળા વધાવે. સ્ત્રી

૨૫

શ્રી જીનમુખ સખી મારી, નિરખવાને હું થઇ ઘેલી;
મમતા માયા અહિ માંહેની મેં મુજ મન થકી મેલી
સંસાર સાગર દોહિલો, તરવાને ભકિત તમારી;
મોહ માયા દૂર કરવાને, છે પ્રભુ ભક્તિ તમારી;
ત્રિવિધ તાપ તે થકી ટળે રે લોલ,
મનુષ્ય દેહ ફરી નહીં મળે રે લોલ;
સંકટ સહીને શીળ પાળવુ રે લોલ;
લક્ષ ચોરાશી દુઃખ ટાળવું રે લોલ;
નદીઓ તણાં જેવાં પૂર છે રે લોલ,
જુવાની તેવા આ જરૂર છે રે લોલ;
ધર્મ તણો મર્મ ઉર ધારજો રે લોલ,
પરમાર્થ સંત સૌ વિચારજો રે લોલ;
જે કોઇ જીન ભક્તિ દીન રાત કે, કરશે ભાવથીરે લોલ;
જેને શ્રી નવપદનું ચિંતન, ચિતથી દૂરે નથીરે લોલ;
તેનાં જનમ જનમનાં પાતક, સરવ દૂરે થશેરે લોલ;
તે જન આ દુનિઆમાં દેવ, સમાં સુખ પામશેરે લોલ;
નીતિ તણી અમૃત સરિતા સમ સુખ નથી
સ્નાન કરી સખી છુટી જઇએ દુઃખી ભવથી

૨૬

બેની સદાચાર પાળી સંસાર સુધારીએ રે;
લાજ વધારીએરે.
બેના શિયળ સુભુષણ સજીએ,
પરનિંદા તજીએ પ્રભુ ભજીએ;
પતિવ્રત પાળી ઉભય સુકુળ અજવાળીએરે. બેની. ૧

વિનય વિવેક વડીલનો કરીએ, વેર ઝેરને વાદ વીસરીએ;
અધિક ઉણું સંતોષી રહી મન વારીએ રે. બેની. ૨

પતિની આવક જાવક ભાળી,
ખરચ ખુટણ કરીએ સંભાળી;
હઠ કરી કાંઇ ન લઇએ, નિજ મન મારીએરે. બેની. ૩

જુઠી વાત ન મુખ ઉચરીએ,
પરની વાતે પેટ ન ભરીએ;
ખોટી આળે પરને પીડ ન પાડીએ રે. બેની. ૪

ચોરી ચાડી ચૂગલી તજીએ,
અદેખાઇ તજીએ સુખ સજીએ;
શોકય બાળને નીજ બાળક સમ પાળીએરે. બેની. ૫

ઝીણાં આછાં વસ્ત્ર ન સજીએ,
અંગ અછકલાવેડા તજીએ;
કુળવંતી કજીઆ કંકાસ નિવારીએરે. બેની. ૬

સીતા દમયંતી પંચાળી,
સતીયોના ગુણ નિત્ય સંભાળી;
તસ પગલે ચાલી જગજશ વિસ્તારીએ રે. બેની. ૭

વિદ્યા ભણી વિપરીત જે ચાલે,

માત તાત લજવે દુખ સાલે;
ભણ્યું ગણ્યું બોળ્યું દરીએ એ નારીએ રે. બેની. ૮
સદાચાર નિરમળ શીળ પાળે,
સુકુળા સ્ત્રી ચાલે શુભ ચાલે;
સાંકળચંદ સુજશ સંસારે સારીએ રે. બેની. ૯

---

૨૭

સુણો શાણી સાહેલી રે, શીખામણ હેત ભરી;
મેલ મન કેરો મેલી રે, સુધરવા ખત ધરી. સુણો૦
સમજે તેને કહીએ રે, અજ્ઞાનીને રીસ ચડે;
માટે અજ્ઞાન તજીએ રે, જેથી જગ બોજ પડે. સુણો૦
દેવ સુગુરૂ પતિને રે, નમીએ નિત્ય પ્રેમધરી;
કહ્યું શાસ્ત્ર સતિને રે; અનાદિની રીત ખરી. સુણો૦
કોઇ પૂછે આપણને રે, ઉત્તર દેઇએ હરખે કરી;
વેણ કઠોર ન વદીએ રે, નિરાશ ન કરીએ જરી. સુણો૦
કદી કોઈ ગાળો રે, આપણને દે રીસ ભરી;
ઉત્તર સામો ન વાળો રે, કુળવતી એ રીત ખરી. સુણો૦
કદી નવ કહાવે રે, નોકરને પણ હુકમ કરી;
જેથી આછું ન આવે રે, કરે કામ ખંત ધરી. સુણો૦
તજી ક્રોધ કપટને રે, ધરો ક્ષમા સરળ ચિત્તે;
ન બોલો નટ ખટને રે, પાળો શીળ પુર્ણ પ્રીતે. સુણો૦
હઠ લોભ ને મમ્મત રે, કરો દૂર વિનય ધરી;
કરો સમતાશું ગમ્મત રે, દુખી નહીં થાશો જરી. સુણો૦
દેખી સુખ પરનાં રે, ઓછું મન નવ લાવો;
કર્યાં પરભવનાં રે, મળ્યાં જાણી ધરમ ધ્યાવો. સુણો૦

હૃદયે દયા ધરશો રે, દીલે દાઝી અન્ય દુઃખે;
તોજ નિશ્ચય તરશો રે, દુઃખી સંસાર સુખે. સુણો૦

---

૨૮

### સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા
### સંભાળીએરે, એ રાગ.

સજની રજની વાસર પર મંદિર નવિ પેશીએરે,
લાજે જાત માતને તાત સસુરનું કુળ,
શ્વાનતણી પરે કુટી લુંટે લજ્જા પાપીયારે
આંગળી દેખાડી કહે લોક કર્યું પ્રતિકુળ;
બેહેની શિયળ સુભૂષણ સજીએ આ સંસારમાંરે.
સતિને પતિ વિણ પારકો, ભ્રાત તાત અનુકુળ,
સ્વપ્ને અવર ન ચિંતવે, જાણે વાગ્યું શુળ;
ગુણવંતિ ગોરી નવ ચુકે પતિવ્રત ધર્મથીરે,
જે કુટિલા પરઘર ભટકે તસ માથે ધૂળ, બેહે૦ ૧
પ્રેમ સહિત પરપુરૂપથી, હાશ નવ કરીએ વાત,
અસુર સવારે એકલાં; જઇએ નહીં એકાંત,
નટવીટ પરનર સાથે નયણો નયણ ન જોડીએ રે,
લાજ સહીત આધું ઓઢી સંચરીએ વાટ, બે૦ ૨
સદાચાર નવ ચુકીએ, સુખ દુઃખ પડે અપાર;
જતાં પ્રાણ પરવશ થતાં, તજો ન શિયળ શ્રીકાર;
ચંચળ ચાલે ચાલી તાલી હાથ ન આલીએ રે,
પોટી બુદ્ધે આળસ ખાઇ કરો ન બિકાર, બેહે૦ ૩

વિષય બુદ્ધિથી અવરની, અહો ન વસ્તુ હાથ,
નારૂ કારૂ નારથી, પ્રીત ન કરીએ સાથ,
રતિ પતિરૂપ સમો પર પુરૂષ નજર નહીં ભાળીએરે,
હોય કરૂપો પણ ગણીએ પ્રભુસમ નિજ નાથ. બે૦ ૪
સિતા દમયંતી સતિ. નમયા ગુણ ભંડાર.
પ્રાણાંતક સંકટ સહી, રાખ્યું શિયળ શ્રીકાર,
કનક પીતળની થાય પરિક્ષા સરસ કસોટીએરે,
ફણીધર ફુલ માળ પાવક જળ શિયળે ધાર, બે૦ ૫
માત પિતાસમ જાણીએ સાસુ સસરો જેઠ,
નણદ દેરાણી જેઠાણીનો કરો વિનય દુખવેઠ,
કલેષ ન કરીએ ધિરજ ધરીએ વિપત વિષે ઘણીરે
પરનિંદા તજીએ ભજીએ પ્રભુ સારી પેઠ બેહે૦ ૬
નિજ તનુજાને મોકલો, ભણવા શાળા માંહ્ય,
પ્રવીણ થતાં નિજ ધર્મમાં, સંતતિ સારી થાય,
કન્યાશાળા જૈન ધર્મની, જયવંતી રહોરે;
આશિર્વાદ વદે શુભ સાંકળચંદ સદાય, બેહે૦ ૭

---

૨૯

"ગોકુળીએ લઇ ચાલોરે ઓધવરાજ
અમને " એ રાગ.

બાળાઓ હરખે ભણાવો, સ્વદેશીઓ સાંભળો રે;
ઉર ધરો સુખના ઉહાવો, સ્વદેશીઓ સાંભળો રે;

જ્ઞાતિ વરા વરઘોડાનાં મ્હોટાં,
ખરચોનાં લેખાં ગણાવો; સ્વદેશીઓ૦
લગન સમે તમે શીદ થઇ ઘેલા.
હભે બાળક પરણાવો; સ્વદેશીઓ૦
ધર્મને પથે ભુલા નવ પડશો,
કીર્તિના સ્તંભ ચણાવો; સ્વદેશીઓ૦
અન્ય મકી પડતુ આ સમામાં;
ભાવે સુતાને ભણાવો; સ્વદેશીઓ૦
શાળા બાળાઓ માટે સ્થાપવામાં,
ઔદાર્ય અધિક જણાવો; સ્વદેશીઓ૦
જૈન કન્યાશાળા સમી શુભ શાળા
સર્વ ગામોમાં સ્થપાવો; સ્વદેશીઓ૦

---

૩૦

( જાદવરાય પરણ્યા રૂકમણીરે એ રાહ. )

સાસરવાસણીને માતા કહે સ્નેહથીરે;
દિકરી ધરજો મનમાં નારી તણો ધર્મ મારી
લાડકવાઇ લાખેણી રે;
દિકરી પતિવ્રતાવ્રત પ્રેમે પાળવુંરે;
કરવાં કંથ રીઝે એવાં રૂડાં કર્મ મારી૦ ૧
દિકરી ઘરધણી તે તો રાજા ગણો રે;
દિકરી પ્રેમદા તે ઘરનો પ્રધાન મારી૦
દિકરી ઘરની સંભાળ સારી રાખવી રે;
સર્વે સાચવીને રાખવો સામાન, મારી૦ ૨

કરકસરથી ધનને બચાવવું રે;
થવા દેવો નહિ કાંઇપણ બિગાડ, મારી૦
સારી નારી વડે આપે ઘર ઉજળું રે;
ગંદી નારી વડે દીસે ગંદવાડ, મારી૦ ૩

સાસુ સસરાની પ્રતિજ્ઞા પ્રેમે પાળવી રે;
કોઈને કહિયે નવ કહિયે કડવું વેણ, મારી૦
મીઠાં વચનથી મરમ મનાવિયે રે;
જેથી શુણતાં લાગે દીલમાં સુખ દેણ, મારી૦ ૪

આઘી પાછી એકે વસ્તુ થવા દેવી નહિ રે;
લઇને ગોઠવવી જ્યાં હોય જેનું સ્થાન મારી૦
સર્વે સમયનો સાજ હાજર રાખિયે રે;
ખાન પાન તથા સોપારી ને પાન, મારી૦ ૫

આવ્યાં ગયાને આદરમાન આપિયે રે;
જેથી વિશ્વ વિષે થાય વિવિધ વખાણ, મારી૦
દિકરી ઠગારા જનોથી ન ઠગાઇએ રે;
જાદુ જંત્ર મંત્રસર્વે જુઠા જાણ, મારી૦ ૬

લખિયે ખાનગી ખરચનો હિસાબ પોતે રે;
સર્વે વસ્તુ તણો લખિયે સારો નોધ, મારી૦
ભરત ચીતરની કળા નવ ભુલિયે રે;
ભલા ભણતરનો ભુલિયે ન બોધ. મારી૦ ૭

ધણી ઉદ્યમ કરીને ધન ધાન્ય રળે રે;
ઘર ધંધો તે તો કામનીનું કામ, મારી૦
સારી રીતે કરવી સ્વામીને સહાયતા રે;
દેછે શીખામણ દલપતરામ. મારી૦ ૮

૩૧

સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીએરે,
પરમ પવિત્ર પતિવૃત પટકુળ કરી પરિધાન;
સાસુ સસરા માતપિતાની સેવા સાચવોરે,
ભાવ સહિત ભક્તિથી નીત ભજીએ ભગવાન.
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએ રે ટેક૦

સાખી.

નજરે નજર ન જોડીએ નાથ વિના નરઃસાથ;
પરનરને નવ આપીએ તાલી હાથો હાથ;
હસવું રમવું જમવું એકાન્તે નવ બેસવું રે;
પતિ વિણુ પતિના પણ સદમિત્રોની સંગાથ એ૦

સાખી.

નાથ વિના કરવી નહિ, વિનોદ રસની વાત,
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત.
સજની ભ્રષ્ટ થવું નહિ, સુધરી સદ આચારથીરે;
નીરલજ નટખટની સોબત તજવી સુજાણ. એ૦

સાખી.

કુષ્ટી કદ્રુપ કુબડો, નિર્ધન નિરબળ કાય;
મતિહીન પતિત પતિ મળે એ સતીને સુરરાય.
જોડી પગ અંગુઠે દ્રષ્ટિ આધું ઓઢીએરે,
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સદાય. એ૦

સાખી.

ઉંચે સ્વરે ન ઉચરવું, મુકીને મરજાદ
કુલીન બ્હેન કરવો નહિ વડીલથી વિવાદ;
ચંચળ ચાલે ચટક મટક ચતુરા નવ ચાલીએરે,
શિવસુત કેશવની શીખામણ અંતર યાદ. એ૦

( પવિત્ર લીલાવતી, )

૩૨

સાચી સમજણ બુદ્ધિને ખોટી રે લાગે,
સંત મનાવે તો માનું હો લોલણી;
સાચી સમજણ બુદ્ધિને ખોટીરે લાગે. ટેક.

શીળ સંતોષ કહો તો કલ્લાં ઘડાવું,
કરૂણાની કાંબીઓ પહેરાવું હો લોલણી. સા૦ ૧

વિવેક વિચાર કહો તો વિંછવા ઘડાવું,
હર્ષના ઘુઘરા બંધાવું હો લોલણી. સા૦ ૨

સાધન સંપતિ કહોતો ચુડલો પહેરાવું,
ક્ષમાની ચીપો ચઢાવું હો લોલણી. સા૦ ૩

જ્ઞાન વૈરાગ્ય બાજુબંધ સોવરાવું,
શાન્તિનું રત્ન જડાવું હો લોલણી સા૦ ૪

પ્રેમનાં પુષ્પો ગળામાં નંખાવું,
લક્ષનો દોરડો પોરાવું હો લોલણી. સા૦ ૫

ટેક રૂપી કહો તો તુશીઓ ઘડાવુ,
દયાની રામણી બંધાવું હો લોલણી. સા૦ ૬

સતસંગ રૂપી ધુલર ઘડાવું,
લગ્નનું લોળિયું પે'રાવું હો લોલણી. સા૦ ૭

ભક્તિરૂપી કહો તો વાળી ઘડાવું,
મુક્તિની ચુનીઓ મેલાવું હો લોલણી. સા૦ ૮

નેહનું નયણે કહો તો કાજળ સરાવું,
હેતની આડીઓ કરાવું હો લોલણી. સા૦ ૯

સીધી સમજણ કહો તો સેંથો પૂરાવું,
જોગનો ચાંદલો ચોડાવું હો લોલજી  સા૦ ૧૦

ધીરજરૂપી કહો તો વેણી ગુંથાવું,
ગુરૂગમ ગોફણો લટકાવું હો લોલજી.  સા૦ ૧૧

ચોખી ચાલની તમને ચોળી શીવડાવું,
ચેતન ચુંદડી પેહેરાવું હો લોલજી.  સા૦ ૧૨

સાચી કરણીનો કહો તો કંચવો શીવડાવું,
ભાવનું ભરત ભરાવું હો લોલજી.  સા૦ ૧૩

દાસ ગોપાળ કહે એ સમજણ સાચી,
દક્ષનો લક્ષ બતાવું હો લોલજી.  સા૦ ૧૪

---

૩૩

( " હારે દાણ માગે રે દાણ માગે. "—એ રાગ. )

હાંરે ક્રોધ કાળો રે ક્રોધ કાળો,
હાંરે બહુ સમજીને ક્રોધનું મોં બાળો રે; ક્રોધ કાળો.

હાંરે ક્રોધે ન કર્યાનું કામ તે કરાશે;
હાંરે પછી પસ્તાવો પેટ ભરી થાશે રે.  ક્રો૦ ૧

હાંરે ક્રોધ પાપ રૂપ ઝેર છે પ્રમાણો,
હાંરે ક્રોધ જીરવે તે જન મોટું જાણો રે.  ક્રો૦ ૨

હાંરે ક્રોધ ભોરિંગ ભયંકર ભાસે.
હાંરે ક્રોધ વા'લામાં વેર વડુ વાસે રે. ક્રો૦ ૩

હાંરે જેની કાયામાં ક્રોધ ઘણો વ્યાપે,
હાંરે એની અક્કલ તો ઉડી જાય આપે રે. ક્રોધ૦ ૪

હાંરે હોય માણસ મહા ભલું મજાનું,
હાંરે દીસે ક્રોધી થાય ત્યારે તે દિવાનું રે. ક્રો૦ ૫

હાંયે વરૂ વાઘ કપિ રીંછ હોય કેવું,
હાંરે ક્રોધવાળું જણાય જન એવું રે. ક્રો૦ ૬

હાંરે ક્રોધ ભડકો છે આગ કેરો ભારી,
હાંરે તેથી ચેતીને ચાલજો વિચારી રે. ક્રો૦ ૭

હાંરે સોનું તાપમાં તપાવી જોઈએ જ્યારે,
હાંરે તેની કિંમત ખરી જણાય ત્યારે રે. ક્રો૦ ૮

હાંરે તેમ માણસને ક્રોધ જ્યારે થાશે,
હાંરે તેનો ભાર તોલ તે સમે જણાશે રે. ક્રો૦ ૯

હાંરે જેમાં દીસે ગભીરતાઇ જેવી,
હાંરે એની કિંમત અધિક જાણો એવી રે. ક્રો૦ ૧૦

હાંરે ક્રોધ જાણો જમપૂર કેરૂં બારૂ,
હાંરે જશે નરકમાં ક્રોધ કરનારૂ રે. ક્રો૦ ૧૧

હાંરે ક્રોધ કરશો નહિ કોઇ ઠામે,
હાંરે દીધો ઉપદેશ દલપતરામે રે. ક્રો૦ ૧૨

---

૩૪

કન્યા કમળાગૌરી ચોંપે ચાલી સાસરેરે,
કહે સુનિથા માતા પુરો જણાવી પ્યાર,
મારા દિલની ડાહી દિકરી રે,

દિકરી લાડે કોડે મેં તને લડાવી નહિ રે,
દિકરી ચાલી તુંતો રહિને દહાડા ચાર. મા૦ ૧

દિકરી સ્વામીની સેવા તું કરજે સર્વદા રે,
દિકરી પતિને તુ ગણજે તારો પ્રાણ; મા૦

દિકરી પોતાનો તું ધર્મ પ્રીતે પાળજે રે,
દિકરી તેથી તારૂં પ્રભુ કરશે કલ્યાણ. મા૦ ૨

દિકરી જે જોઇએ તે જરૂર મંગાવજે રે,
દિકરી હવે કદી તું થઇશ નહીં હેરાન, મા૦

દિકરી તારાં આંસુ તેતો મારૂં લોહીછેરે,
દિકરી તન મન ધન મેં કર્યાં તને કુરબાન મા૦ ૩

દિકરી સ્વામીની આજ્ઞા લઈ મળવા આવજેરે,
દિકરી ઘડીએ નહિ તો જઇશ નહીં પરઘેર; મા૦

દિકરી સર્વેનું બોલ્યું તું સાંખી રાખજે રે,
દિકરી કોઇના ઉપર કદી ન રાખીશ ઝેર, મા૦ ૪

દિકરી કપટી લોકો બોલે ત્યાં નવ બેશીએરે,
દિકરી સુણતાં ઉપજે મનમાં મોટું શૂળ; મા૦

દિકરી સ્વામીનો તું સ્નેહ સદા વધારજે રે,
દિકરી તે છ તારો સર્વ સુખનું મૂળ, મા૦ ૫

દિકરી સદ્દગુણ લેવા શાસ્ત્ર સારાં શીખજે રે,
દિકરી આળસ છાંડી, કરજે તું અભ્યાસ, મા૦

દિકરી દુષ્ટ જનોથી દૂરજ રહીને દેખીએ રે,
દિકરી વિષધરનો જેમ કરિયે નહિ વિશ્વાસ, મા૦ ૬

દિકરી મત્ર તંત્ર જંત્ર જુઠા જાણજે રે,
દિકરી એ તો સર્વે ધુતારાના ઢંગ, મા૦

દિકરી ઇશ્વરનું ધારેલું નીપજે રે,
દિકરી ભ્રમણાથી તો થાય ધર્મનો ભંગ, મા૦ ૭

દિકરી દિલમાં દયા સૌની ઉપર આણીએ રે,
દિકરી પરઉપકારી કરિએ રૂડાં કામ, મા૦

દિકરી વૃદ્ધ મનુષ્યની મરજાદા નવ મેલીએ રે.
દિકરી લાજ તજીને લડીએ નહિ કોઇ ઠામ, મા૦ ૮

દિકરી ગંભીરતાનો ગુણ રૂદેમાં રાખીએ રે,
દિકરી વહાલામાંહિ કરિયે નહીં વિરોધ, મા૦

દિકરી સર્વેનું બોલ્યું સાચું નવ માનીએ રે,
દિકરી અસત્ય સત્યનો સદાય કરીએ શોધ, મા૦ ૯

દિકરી સંસારનાં સુખ છે સર્વે સંપમાં રે,
દિકરી કુસંપ તેતો કષ્ટતણો કોઠાર. મા૦

દિકરી તુંકારો તો કદી ન કરિએ કોઇને રે,
દિકરી અદબ તજીને કરીએ નહિ ઉચ્ચાર, મા૦ ૧૦

દિકરી વસ્ત્ર ને વાસણ સ્વચ્છ રાખીએ રે,
દિકરી સર્વે ચીજો જોઇને કરિએ સોજ, મા૦

દિકરી આનંદમાં અવસર સઘળો ગાળીએ રે,
દિકરી રીસ કરી નવ રહીએ કોઇ રોજ, મા૦ ૧૧

---

૩૫

સજની સદ્દગુણના સણગાર,
સજીને શોભીએ રે લોલ;

નિર્લજ નફ્ટ કપટ કરનાર કને
નવ થોભીએ રે લોલ.

નિર્મળ સમતા ગંગ તરંગ વિષે
નીત ન્હાઇએ રે લોલ.

સદ્દગુરૂ બોધ સુગંધી અંગ
ઉમંગે વાઇએ રે લોલ.

ઉત્તમ કુળ મરજાદા અંબર
પહેરી પ્રીતિએ રે લોલ.

તજીએ અવગુણ અધીક આડંબર
રહી એ રીતીએ રે લોલ.

કરી નીતિ કુમકુમ તીલક કપાળ,
વિશાળ દીપાવીએ રે લોલ.

ભગવંત ભકતી ભ્રમર વિચાર કે,
આડ ઓપાવીએ રે લોલ.

લજજા અંજન આંજો આંખ,
જગત જશ જામવા રે લોલ.

રાખો મુક્તિ રતન અભિલાખ,
પ્રભુ પદ પામવારે લોલ.

હીત સત્ય મધુર વચન તંબોળથી,
વદન વિભુષીએ રે લોલ.

રાખી પ્રભુપદ ચિત્ત રંગ ઓપ
પાતકની પીસીએ રે લોલ.

સજી કર દાનમણિકંકણ,
કુળવટ નવ ચુકીએ રે લોલ.

પ્હેરી પ્રભુ આજ્ઞા ઝાંઝર ઝટ,
પગ પછી મુકીએ રે લોલ.

વિદ્યા હુન્નર હીરલા હાર,
હરખી હૈયે ધરોરે લોલ.

ભણી જન પ્રકરણ વિવિધ પ્રકાર,
તમે કંઠે કરોરે લોલ.

શ્રદ્ધા શ્રેષ્ટસુ આળ વાળ,
સરસ સુધારીએ રે લોલ.

ગુંથી જન ગુણ કુસુમની માળ,
કુંચુકી ઉર ધારીએ રે લોલ.

શ્રી જન ગુણ ગુલબાસ ગુલાબ,
સુવાસ સદા ગૃહો રે લોલ.

લાયક જે સમકીત ઇલિકાબ,
લલીત લલના લહોરે લોલ.

સહુ ઉપર પુત્રી સમ સ્નેહ,
ડાહીબાઇ ધરે રે લોલ.

આપી સુગુણ આભુષણ એહ,
સાસરવાસો કરે રે લોલ.

સજશે આ શણગાર અખંડ,
હેવાતણ એહનું રે લોલ.

શિવ સુત કેશવ પુન્ય પ્રચંડ,
એ છે તેહનું રે લોલ.

---

૩૬

" અમે ધ્રડરીઓ ગઢ જીત્યાં રે આનંદ ભલા"–એ રાગ )

એક હતી મુસાફર વેલી રે સુણજો સાહેલી.
તેની આગળ એક તપેલી રે. સુ૦ ૧

ગઇ રાતની રાખી એઠી રે, સુ૦
ઉઠી પરભાતે માંજવા બેઠી રે. સુ૦ ૨

ઘણી રીતે ઘશી ઘશી થાકી રે, સુ૦
તોએ ડાઘા રહ્યા બહુ બાકી રે. સુ૦ ૩

પુરી રીસે તપેલી ઉપાડી રે, સુ૦
સામી ભીંતની સાથે પછાડી રે. સુ૦ ૪

લઇ પથરો તપેલીને કુટી રે, સુ૦
પડયાં ફાંકાં તપેલી તો ફુટી રે. સુ૦ ૫

થયા બપોર ભુખતો લાગી રે, સુ૦
પછી વાસણુ માગવા લાગી રે. સુ૦ ૬

એને વાસણ આપે ન કોઇરે, સુ૦
પછી રાગ તાણી ઘણી રોઇ રે. સુ૦ ૭

તોય થૈ ન તપેલી સાજી રે, સુ૦
હસે લોક ને તે મરે લાજી રે, સુ૦ ૮

જેથી સ્વારથ આપણો જરીયે રે, સુ૦
તેના ઉપર ક્રોધ નવ કરીએ રે, સુ૦ ૯

લાત દૂઝતી ગાયની ખમીયે રે, સુ૦
તેને તજીયે તો દુધ કયાં જમીયે રે, સુ૦ ૧૦

કોઇની સાથે ટુંકારે લડીયે રે, સુ૦
એમાં આપણે હલકાં પડીયે રે, સુ૦ ૧૧

સાંખી ચાલે તે માણસ મોટું રે, સુ૦
દલે સાચું માનો નથી ખોટું રે. સુ૦ ૧૨

---

૩૭

બાળપણામાં બાળનાં, નવ કરવાં લગન;
જો કરીયે જાણી જોઇને, વડું ઉપજે વિઘન.
બાળ૦ ૧

જેમ આંબે મોર જેટલી, ધારે કેરીઓ કોઇ;
વિશ્વાસથી વકરો કરે, રહે અંતે તે રોઇ.
બાળ૦ ૨

જો કદી જોડું તે ઉછરે, નાવે મળતો સ્વભાવ,
આખી ઉમ્મરમાં એહને, દીસે દુઃખનો દેખાવ.
બાળ. ૩

અણ બનતી તણો એહને, જ્યારે ઉપજે અંકોર;
એ માનનીના મુખની, ગાળો ખાય છે ગોર.
બાળ. ૪

સમજણ કાચી શીશુપણે, નહિ મન સ્થિર ઠાર;
કહો તેને કેમ કરાવીએ, આખી વયનો કરાર.
બાળ. ૫

અગ્નિરૂપે ઈશ્વર ગણી, જે ઠરાવ્યો જમાન
શું સમજે શિશુ બાપડાં, જેને જરીએ ન જ્ઞાન.
બાળ. ૬

માબાપની મુરખાઇનો, એતો છે આડો આંક;
વાંકું થયે પછી વેવલાં, કાઢે કર્મનો વાંક.
બાળ. ૭

લહાવો લેવાની લાલચે, કંઇક લાજને કાજ;
આંખો મીચીજે ઉંડે કુવે, પડે કરિ પતરાજ.
બાળ. ૮

પાછળ શું પસતાઇએ; એવો કરીને અનર્થ;
પાણી પીને ઘર પૂછીએ, એથી શું સરે અર્થ
બાળ. ૯

સંકટ દેખી સુતા તણું, કરે બાપ વિલાપ;
માતા મુખે માહા દુઃખના, શબ્દ ઉચ્ચારે આપ.
બાળ. ૧૦

---

૩૮

" સુંદરબાઇ ચાલ્યાં સાસરીએ -'—એ રાગ.

સંસાર વિકટ વન સરખો છે.
સંભાળીને સાચવજો બેહેન,
વચમાં રસ્તો વસમો છે;
ઠગ ચોર રહે છે કોઈ ઠામે,
ડરિ ડરિને ડગલાં ભરજો બેહેન-વચમાં૦ ૧

ક્યાંઇ વાઘ વરૂના સ્વર સુણશો,
ક્યાંઇ મોર બપૈયા બોલે બેહેન-વચમાં૦
ક્યાંઇ શીતળ છાયા સારી છે;
ક્યાંઈ તાપ તપે વણ તોલે બેહેન-વચમાં૦ ૨

ગંભીર થજો ગભરાશો માં,
ધરી ધીરજ આગળ ધસજો બહેન-વચમાં૦
સાહુકાર વસે જ્યાં સતવાદી,
સમજી ત્યાં વાસો વસજો બેહેન-વચમાં૦ ૩

વળિ સોબત પણ સજજો સારી;
શીખામણ શુભ સાંભળજો બેહેન-વચમાં૦
અનુભવિ જનની આગળ જઇને,
પુછીને પંથ પળજો બહેન-વચમાં૦ ૪

સતિયો જે રસ્તે ગઇ સજ થઈ,
તે નકશો જો જો નરખી બહેન-વચમાં૦
શું સારૂં ને શું નરશું છે,
પેખીને લેજો પરખી બહેન-વચમાં૦ ૫

તમે દયા ઘણી દીલમાં ધરજો,
દુઃખ દેખો જેને દેહે બહેન—વચમાં૦

મૃગ તૃષ્ણા જેવી મારગમાં.
નદિયો મોટી નિરખાશે બ્હેન—વચમાં૦ ૬

પણ તે પાણી નથી પીવાનું,
પીવા જાનાર ઠગાશે બહેન—વચમાં

કોઇ ઠેકાણે બહુ કાદવ છે,
ડરિયા પર્વત કોઇ હામે બહેન—વચમાં૦ ૭

પ્રભુ કરૂણાથી કઇ પાર પડયા,
દીઠા છે દલપતરામે બહેન—વચમાં૦ ૮

---

૩૯

ચેતે તો ચેતાવું તને રે પામર પ્રાણી. ટેક.

સજી ઘરબાર સારૂં, મીથ્યા કહે મારૂં મારૂં;
તેમાં નથી કશું તારૂં રે પામર પ્રાણી. ૧

તારે હાથે વવરાશે, તેટલુંજ તારૂં થાશે;
બીજું તો બીજાને જાશે રે, પામર૦ ૨

માખિયોએ મધ કીધું, ન ખાધું ન દાન દીધું;
લુટનારે લુટી લીધું રે, પામર૦ ૩

ખખેરીને હાથ ખાલી, ઓચિંતાનું જવું
ચાલી; કરે માથાકુટ ઠાલી રે, પામર૦ ૪

સાહુકારીમાં સવાયો, લખોપતિ તું લખાયો;
કહે સાચું શું કમાયો રે, પામર૦ ૫
આવે તારી સાથે એવો, કમાયો તું માલ કેવો;
અવેજ તપાસ તેવો રે, પામર૦ ૬
દેવે નર તનું દીધી, તેં તો ન કિમ્મત કીધી;
મણી સાટે મેશ લીધી રે, પામર૦ ૭
ખોળામાંથી ધન ખોયું, ધુળથી કપાળ ધોયું;
જાણપણું તારૂં જોયું રે, પામર પ્રાણી. ૮
હજી હાથમાં છે બાજી, કર તું પ્રભુને રાજી;
તારી મુડી કર તાજી રે, પામર પ્રાણી. ૯
હાથમાંથી બાજી જાશે, પછિથી પસ્તાવો થાશે,
કશું ન કરી શકાશે રે, પામર૦ ૧૦
મનનો વિચાર તારો મનમાં રહી જનારો;
વળતી ન આવે વારો રે, પામર૦ ૧૧
નીસર્યો જ્યાં શરીરથી પછી તું માલેક નથી;
દલપતે કીધું કથીરે, પામર પ્રાણી. ૧૨

## ૪૦

અરે શું માનવનો અભિમાન
પલકમાં ટળી જશે રે;
ખરે જેમ પીંપળ ઉપર પાન-
પલકમાં ખરી જશે રે;
પલકમાં ખરી જશે રે-
માટીમાં મળી જશે રે—અરે૦

ઘડી જીવતરમાં ઘડી એક સુખની
ના આ… …..રે નથી;
સુઢ મમતામાં તોયે મરતા
આ આ…… ..રે મથી.
પામર નર નાદાન—અરે શું૦
કાયા કલેવર કારમું છે ગંદકીનો ગાડવો;
સમજુ જને સમજી જઇ
અભિમાનને વણુસાડવો.
અભિમાન ફણિધરને નહિ
દુધ પાઇને પોધાડવો;
રાવણ સરીખે માનથી
લીધો નથી કંઈ લાડવો—અરે૦

૪૧

સુઘડ નાર સાર વાત આ વિચારિયે રે લોલ;
રોવા કુટવાની ચાલ તે સુધારિયે રે લોલ. ટેક.

રોવા કુટવાથી કાય તૂટી જાય છે રે લોલ;
અતિ રોગ પણ એ થકીજ થાય છે રે લોલ. સુ. ૧

નાશ તનનો મનનો થાય છે ઘણો રે લોલ;
કોઇ વાતનો ન લાભ એ થકી ગણો રે લોલ. સુ. ૨

કુટ પેટ માથું મૂકી પછડાય છે રે લોલ;
ભલા લોકતણાં દીલ તો દુખાય છે રે લોલ. સુ. ૩

ગાય રાજિયા કંઇક લલકારિને રે લોલ;
થાય જોણું વગોણું નર નારિને રે લોલ. સુ. ૪

શુદ્ધ પ્રેમ કે સંબંધને ન એ ઘટે રે લોલ;
ઘાત લાગે તેનું ચિત્ત ચટપટે રે લોલ. સુ. ૫

બધો બ્હારનો એ ઉપચાર છે રે લોલ;
કથે શાસ્ત્ર મરનારને એ ભાર છે રે લોલ. સુ. ૬

રુઢિ ચાલી એતો અતિ ઘાતકી રે લોલ;
દેશ બાંધવો સુધારવા કરો નકી રે લોલ. સુ. ૭

નારિજાતની એ પીડ નિવારવી રે લોલ;
ડાહ્યા લોકે દયા દીલ ધારવી રે લોલ. સુ. ૮

નથી દામ નુકશાન એહ કામમાં રે લોલ;
રહે લાજ મરજાદ ઠીક ઠામમાં રે લોલ. સુ. ૯

મરણુ દુઃખથી અપાર દુઃખ થાય છે રે લોલ;
જ્ઞાનિ ભક્ત પણ ઉર અકળાય છે રે લોલ. સુ. ૧૦

દુઃખી દીલને દિલાસો તવ દીજિયે રે લોલ.
કાન શાંત ચિત્ત કાજ શુભ કીજયે રે લાલ. સુ. ૧૧

૪૨

( " આસો માસે શરદ પૂનમની રાત જો " એ દેશી )

સાસુનો વિનય તે એની બહુ કરો,
જેથી જગમાં ઝાઝી વધશે લાજ જો;
સાસુની સેવાએ સુખ સૌ સંપજે,
હોશે તમારા ઘરમાં રૂડાં રાજ જો. સાસુનો. ૧

પરભાતે ઉઠી તેને પાએ પડો,
તે આશિષે પામો પુત્રનાં સુખ જો;
આજ્ઞા માગી ઘરધંધો રૂડો કરો,
કામ બતાવે કદી ન મરડો મુખ જો. સાસુનો. ૨

સાસુજી સામું તે કદી ન બોલીએ,
વાણી મીઠી વદ્દા તજી કડવાં વેણ જો;
આજ્ઞા કે આઝા કો દી નવ લોપીએ,
સહીએ સાસુ કહે કદિ કડવાં કે'ણ જો. સાસુનો. ૩
લોક લઢવા ચઢવા તે ઝાઝા મળે,
પણ કદી ન માનો એ આડી વાત જો;
ચઢાવી ચમકાવી તે અળગાં ટળે,
લઢતાને વેઠવું તે દહાડો રાત જો. સાસુનો. ૪

## ૪૩

અમે ઇશ્વર માગીએ એટલું, એ રાગ.

બેની શિયળ સલુણી સંસારમાં
સજો શિયળ તણો શણગાર; સુણો સૌ સુંદરી. ૧
જેથી કૂળને કલંક લાગે ઘણું,
એવો કરીએ નહીં આચાર. સુણો૦ ૨
ગળી કુંડની પાસ જતાં થકાં,
કાળો ડાઘ પડે તત્કાળ. સુણો૦ ૩
વ્યભિચારી નઠારીની સે.બતે,
અણચિંત્યુ ચડે શિર આળ. સુણો૦ ૪
બેહેની વાત એકાંત ન કીજીએ,
ભલે હોય ભ્રાત કે તાત. સુણો૦ ૫
પર નરથી ન નજર મેળાવીએ,
વળી હશિ ન દેખાડીએ દાંત. સુણો૦ ૬
ભાળ ઢાંકીને રસ્તે ચાલીએ,
શીલવંતી સુલક્ષણીનાર. સુણો૦ ૭

બ્હેની ચટક મટક નહીં ચાલીએ,
નવી કરીએ આંખલડી વિકાર. સુણો૦ ૮
સુંદર સાડી પેહેરોને શિયળ તણી,
કંઠે નવશેરો નિતિનો હાર. સુણો૦ ૯
શણગાર સજો સો સત્યના.
કરો વિનય વડીલનો શ્રીકાર. સુણો૦ ૧૦
પ્રભુ તુલ્ય ગણો નિજ નાથને,
સાસુ સસરાની લ્યો સંભાળ. સુણો૦ ૧૧
વાહાલો લાગે છે કજીઓ નારને,
બ્હેની કરીએ નહીં કોઇ કાળ. સુણો૦ ૧૨
બ્હેની જગતપતિ જિનરાજની,
કરો ભક્તિ સ્તુતિ ત્રણ કાળ. સુણો૦ ૧૩
જૈન કન્યાશાળામાં ભણી ગણી,
મૂકી દો સૌ આળ પંપાળ. સુણો૦ ૧૪

૪૪

વરરાજા ઘોડે ચડી સંચર્યા,
સાથ સાજનનો નહીં પારરે. જગ લીલડી.
વાજાં વાગે ને નોબત ગડગડે,
વાગે ભુંગળ ભેરી શ્રીકાર રે, જગ૦ ૧
ઢોલ વાજે ને ગાજે આભલું,
ગોરી ગાય છે મંગળ ચાર રે. જગ૦ ૨
મારો છેલ છબીલો બાળો રાજીયો,
જાણે કામ કુંવર અવતાર રે. જગ૦ ૩

લાડી ગોખે ચડીને વરને નિરખતી,
એને આનંદનો નહીં પાર રે, જગ૦ ૪

મારૂ સાજન દેખીને વેવાઇ મોહી રહ્યો,
વેવાણુ હરખ ઘેહેલી થઇ ધાર રે. જગ૦ ૫

વરઘોડાનો અરથ વિચારીએ,
એક ઘોડો ને વર નિરધાર રે. જગ૦ ૬

જુઠા આડંબરે કેમ રીઝીએ,
જેથી નાણાની થાય ખુવાર રે. જગ૦ ૭

વરઘોડે રીઝે છે વાણીયા;
વોરા રીઝી ચણે ઘરબાર રે, જગ૦ ૮

બેહેની કહેવત કોરે મુકીએ,
જેથી* સુધરશે સંસાર રે. જગ૦ ૯

દગું કરીને હાથ બતાવીએ,
નહીં ઉત્તમનો આચાર રે. જગ૦ ૧૦

જૈન કન્યાશાળાની બાળા કહે,
એનો ભણી થજો હુશિયાર રે. જગ૦ ૧

૪૫

મોજડી વિના શું આવ્યારે, સુંદર વરરાજા.
મોચીડાએ શું ભડકાવ્યારે, સુંદર વરરાજા.
ઘોડીલો નાનો લાવ્યારે, સુંદર વરરાજા.
લાડકડી મન ભાવ્યારે, સુંદર વરરાજા.
નગારાં વિના શું આવ્યારે, સુંદર વરરાજા.
નવ નવા વેષ ભજાવ્યારે, સુંદર વરરાજા.
લાડી રતિથી અતિ રૂપાળીરે, સુંદર વરરાજા,

વરી કામદેવ તુમ ભાળીરે, સુંદર વરરાજા.
જૈનશાળા જગમાં ગાજેરે, સુંદર વરરાજા.
ફટાણાથી મુખડું લાજેરે, સુંદર વરરાજા.

૪૬

અમે મોજડી વિના નથી આવ્યાં રે,
વેવણ સાચું બોલો.
મોજડીએ મોતિ ટંકાવ્યાંરે, વેવણ૦
ઘોડીલો છે પાખરવાળોરે; વેવણ૦
નાનો છે પણ લટકાળોરે, વેવણ૦
અમે નગારાંની ધુરે આવ્યાંરે, વેવણ૦
સાથે સાજન સારૂં લાવ્યાંરે, વેવણ૦
વાજા શરણાઇ ભુગળ વાજેરે, વેવણ૦
જેના નાદથી અંબર ગાજેરે, વેવણ૦
જન કન્યાશાળા એમ બોલેરે, વેવણ૦
જુઠું બોલે તે તરણા તોલેરે, વેવણ૦

૪૭

મારા પગ સુજીને થયા થાંભલા,
વેવાણ મુકોને મનના આંબળા;
મારા પગ સુજીને છાલાં થયાં,
વેવણ જાગો છો કે ઉંઘી ગયાં.
અમે આવી ઉભાં તુમ આંગણે,
વેવાણ વેહેલાં આવોને લાગ્યાં લાંઘણે;
જૈન કન્યાશાળામાં જે ભણે,
તે ભુઠું ભાખ્યામાં પાતક ગણે.

૪૮

નોહોતાં નાગર વેલનાં પાન,
ત્યારે શીદ તેડાવી જાન; મારા નવલા વેવાઇ.
નહોતું સોપારીનું સાધન,
ત્યારે શીદ તેડાવ્યું સાજન. મારા ન૦
નહોતી મળતી જ્યારે ખાંડ,
ત્યારે શીદ લડાવ્યાં લાડ. મારા ન૦
વહેંચો શ્રીફળ ફોફળ પાન,
આપો વર કન્યાને દાન. મારા ન૦
હરખે ઘેલી થઇ છું આજ,
પણ નહીં મુકું કૂળની લાજ મારા ન૦
નારી બોલે ભુંડા બોલ,
જાણો તે તરણાને તોલ. મારા ન૦
કન્યાશાળા ગાવે ગાન,
સાચું બોલે વધશે વાન. મારા ન૦

૪૯

વેવાણ ઉઠોને આટલું ઉંઘવું શું?
તમે ચતુર સુજાણ છો શીખવું શું?
વર તોરણ આવીને ઉભા રહ્યા,
અમે થાકી ગયાં પગ થંભ થયા. ૧
ગઇ છાંટી છબીલી તંબોળ વળી,
પુંખવાની સામગ્રી સજી સઘળી;
નાકે વાળી મોતીની હીરે જડી છે,
માથે મોડ કસુંબલ ચુંદડી છે. ૨

સરવે પુંખણાં સોવન થાળ ધરી,
મુકી કનક કંકાવટી કંકુ ભરી;
વળી અક્ષત શ્વેત અખંડ લઇ,
પુંખવાને જમાઈ તૈયાર થઈ. ૩

ધુંસર મુશળને રવૈયા થકી,
પુંખે ત્રાકને તીરથી નવશા નકી,
ઇંડી પીંડી સરૈયા ઉતારી અહી;
નાખી ચાર દીશાએ આનંદ લહી. ૪

કંકુ તિલક કરી ચોખા ચોઢે ખરે,
ગણી સુત સરખો નાક સાફ કરે;
પછી સંપૂટ ઉપર પાય ધરે.
ગાવા શિવસુત કેશવ ગીત કરે. ૫

૫૦

રામ લક્ષમણ વન સધાવતાં, એ રાગ.

ચોરી રચના કરી રૂડી ચોકમાં,
બેઠાં વરવહુ સુરજ સનમુખ;
મલકાવતાં મુખ, મંગળ ફેરા ફેરવે. એ ટેક.

વધુ વામ દીશાએ વિરાજીયાં,
જમણી બાજુએ જોઇને જમાઇ;
સાસુ હરખાઇ, મંગળ. ૧

સદાચરણી વિદ્યાનિધિ વરવહુ,
રૂપે રતિ રતિપતિના સમાન;
કે રાધિકા કાહાન, મંગળ. ૨

પ્રેમ ચક્ષુ પરસ્પર મેળવી;
પછી મનનો કરીને મેળાપ,
થયાં એક આપ, મંગળ. ૩

ચોરી વચ્ચે વેદીકા ઉપર વળી,
અગ્નિ પ્રકટ કરે કુળ ગોર;
રાખી ઘત જોર, મંગળ ૪

ડાંગર સહીત રૂપાની પરાતમાં,
જળની ઝારી કંકાવટી જોઈ;
સરવ રાખી સોઇ, મંગળ. ૫

સુંદર શાળની નવ ઢગલી કરી,
મુકે મહોર સોપારી સુજાણ;
ગ્રહોને પ્રમાણ. મંગળ.

સુર્યાદિક નવગ્રહનું પુજન કરે,
વર કન્યા સદા સુખી થાય;
ગોરી ગીત ગાય, મંગળ. ૬

વરી આપે ખોબામાં ખુશી થઈ,
વર વહુને કુમારીકા વીર;
સુપડુ રાખી શીર, મંગળ.

ચાર વાર .હીને વધાવતાં,
કરે વેદીઆ મંત્ર ઉચ્ચાર,
એ છે અધીકાર, મંગળ. ૭

પાણિ ગ્રહણ કરી પછી પરણતાં,
સાક્ષી પંચ સભાને સજજન;
પ્રસન્ન વદન, મંગળ.

વરત્યા વિવાહમાં વડીલ વિચારથી,

કુળ વંશ પરંપરા રીત,
વાધારીયું છે વિત્ત, મંગળ. ૮

વરત્યું પ્હેલું મંગળ વડા વ્હાલથી,
કરે દંપતિ કોલ કરાર;
પુરણ બાંધે પ્યાર, મંગળ.

સોગન ખાઇને કન્યા કહે છે કંથને,
સદા પત્નિનો ધર્મ પાળીશ,
કહેશો તે કરીશ, મંગળ. ૯

શુભ ચિંતવીને સહુ કાજમાં,
સ્હાય કરીશ હું સર્વ પ્રકાર,
સુધરવા સંસાર, મંગળ.

પછી પ્રેમે પ્રતિજ્ઞા પતિ કરે,
પત્નિ પાળીશ પ્રાણ સમાન;
વધારીશ માન, મંગળ. ૧૦

બીજુ મંગળ વરતતાં વર વહુ,
કર મેળવીને આપે કોલ,
પાળુ બોલે બોલ, મંગળ.

કોડે વચમાં કર્યાં કુળ દેવતા,
બાંધ્યો દુધ પાણી સમ પ્રેમ;
હીરો જડયો હેમ, મંગળ. ૧૧

વળી ત્રીજું મંગળ એમ વરતીયું,
રાખી ચન્દ્ર સુરજ તણી સાખ,
ઉત્તમ અભિલાખ, મંગળ.

ચોખા ચિત્તથી ચોથુ મગળ વરતીયું,
જેના સાક્ષી છે શ્રી જગદીશ;
આ ઉમિયાને ઇશ, મંગળ. ૧૨

જોડુ અખંડ જુગોજુગ જીવજો,
જૈનાચાર સાચવજો જરૂર;
ઉમંગથી ઉર, મંગળ.

સુખ પુત્ર કળત્રનું પામજો,
કરે શિવસુત કેશવ પાસ,
વિદ્યાનો અભ્યાસ, મંગળ. ૧૩

૫૧

લાડો લાડી જમે છે કંસાર,
સંસાર લ્હાવો લીજીએ રે;
સાસુ પીરસે ઘીની ઉપર ધાર,
સાચો સ્નેહ કીજીએ રે.

સાકર પીરસી સુચવે દંપતિ જોડ,
સાકર સમ મીઠી રહો સદા રે;
અવિચળ રેહેજો અવનિતળમાં જોડ;
કરશો નહિ કજીયો કદી રે.

જૈનશાળાની બાળા બોલે બોલ,
ફટાણું ન ગાઇએ રે;
લાજે કુળને લોક કહે કમજાત,
જગમાં અપજશ પાઇએ રે.

૫૨

લાડીને કંસાર ના ભાવે રે,
લાડો તો લાડીને મનાવે રે,
જમણા હાથે કોળીયો આલે રે,
સુંદરી શરમાઇ નીચું ઘાલે રે,
પંચને સાક્ષી કરી પરણાવ્યાં રે.
ચોરીમાં મંગળ ચઉ વરતાવ્યાં રે;
ચોરીમાં અગ્નીદેવતા સાખે રે,
વરવધૂ કોલ કરી મુખ ભાખે રે.
સંસાર સાગો ચલવીશું સારો રે.
સત્યને નીતિનો કરશું વધારો રે;
શીયળ સાથે કરશું સગાઇરે,
દંપતી સંપી રહીશું સદાઈ રે.
કજીયોને કલેષ કદી નવ કરશું રે,
ઉત્તમ આચરણો આચરશું રે;
કન્યાશાળા વેગે વધાવો રે,
લક્ષ્મી ખરચીને લ્યો લહાવો રે.
નિજ તનુજાને શાસ્ત્રી ભણાવો રે,
નીતિનો કીર્તિધ્વજ રોપાવો રે;
કન્યાશાળાની બાળા બોલે રે,
જગમાં ન જૈન ધરમની તોલે રે.

૫૩

લીલી આંટી પીળી આંટી,
આહાર જમે નહી ઉત્તમ જાતી;
જાણ્યા ભેદ ન કરીએ કદાપી,

સાથે જમીએ મન ઇશ્વર થાપી.
એકને ભાણે સુખડિ રસાળી,
એક જમે છે દાળને શાળી;
એક હાથ મુખ ધોઇ પરવારે,
કાણી જમણુ કરીએ નહીં કયારે.

લીલી સાડી પીળી સાડી,
આવ્યો ધુતારો ને લઇ ગયો લાડી;
સુખ મીઠી છાતીમાં કાતી,
નારીની એવી છાપ છપાતી.

નિર્મળ મનને મીઠી વાણી,
સત્ય વચન વદીએ નીત્ય શાણી;
નાગું નાહાવું ને જુઠું ગાવું,
જાણો જગતનું એંઠું ખાવું.
બેની ફટાણા ન ગાઇએ ભુંડા,
લાજે મુખ દેખાઇએ કુડા;
કન્યાશાળા જૈનની બોલે,
ભણતાં ગણતાં અંતર ખોલે.

૫૪

મારો લટકાળો વિંછુડો રે ઘરમાં નિત્ય ફરે,
પેલી વેવાણને કરડયો રે, રાડ પછાડ કરે;
વિંછી આંકડા જેવી રે, નાર દિસે વસમી;
મુકી આંકડા હેઠારે, ચાલીએ સૌને નમી.
વહેર ઝેહેર ન કરીએ રે, સરળ સ્વભાવ કરી;
શોક્યને શોકય બાળક રે, પાળીએ રાગ ધરી.

હઠીલાઇ ન કરીએ રે, સ્વામિથી સેહેજ ચીશે;
હળિ મળિને રહીએરે, સ્વજન સબધ વિશે.
જૈન કન્યાશાળા રે, બાળા ભણિ સુધરો;
તજી ચાળા ચટકા રે, કુળ મરજાદ ધરો.

૫૫

ઘરડા ઘરડા કાઢી મેલો, એવા બોલ ન બોલોરે,
ઘરડાની બુદ્ધિ બહુ સારી, જવાનની નહી ચાલેરે;
કુળવતી ગોરી નહીં બોલે, તઇ પીંજારા તોલેરે,
દિકરી દેઇને કરી સગાઇ, કીધો બાઇ જમાઇરે.
ગાળો દેઇએ જો દુઃખદાઇ, લોક કહે ફુલટાઇ રે;
મુખડું લાજે અંતરદાઝે, નીચ ન ગાઇએ ગીતરે,
પેટ ચોળિને પિડા કરીએ, નહીં ચતુરાઇની રીતરે;
કન્યાશાળા જૈન ધર્મની, આપે છે ઉપદેશરે;
સત્ય શિયળ નીતિને પાળો ટાળો કજીઆ કલેશરે.

૫૬

પીળીરે ચણાની દાળ, બેહેનીરે સંસારમાં
કુમકુમનું કરિ તિલક ભાલ, બેહેનીરે.
રાતી રે સાડી નવરંગ, બેહેનીરે.
સત્ય શિયળ સજીએ શુભ અંગ, બેહેનીરે.
લીલીરે અતલસની બાંધ, બેહેનીરે.
પેહેરીરે સોહાગણ ગાય, બેહેનીરે.
કાળીરે કાજળની રેખ, બેહેનીરે.
આંજીરે આંખલડી દેખ, બેહેનીરે.
ધોળીરે કીર્તિ જગ રાખ, બેહેનીરે.

ભોળીરે જુઠું નવિ ભાખ, બ્હેનીરે.
કુડારે નવિ બોલીએ બોલ, બ્હેનીરે.
લાજેરે મુખ જાએ તોલ, બ્હેનીરે.

૫૭

કાચી કેરીનો વેવાણ જુંદારે ભાવે,
શાણી સલુણી જુંડા ગાણાં ન ગાવે;
કુલટા નઠારી ફટાંણા ગાવે,
માત પિતા કુળ જાત લજાવે;
નીચ અધમને માંટી બનાવે,
નખરાં કરી નિજ નયણાં નચાવે;
સદાચાર સદ્‌ગુણ નવિ પાળે,
જુઠું ભાખી મુખડું બાળે;
એવી નઠારીનો સંગ નિવારો,
બ્હેની તજીએ દુષ્ટ લવારો;
જૈન કન્યાશાળામાં આવો,
ભણી ગણિને લ્યો ભવ લ્હાવો.

૫૮

ખડરે ખંભાતથી ખડબુચું આવ્યું,
હાંરે હાલા.
એરે ખડબુચું વેવાણને ભાવ્યું, હાંરે.
હાલો ઉંચે ટુંએ બોલે, હાંરે.
જુઠું ભાખે તે તરણા તોલે, હાંરે.
હોલો કરતો ડાક ડમાળા, હાંરે.
પર નરથી કરીએ નવ ચાળા, હાંરે.

હોલો બોલે ગરબડ ગોટા, હાંરે.
કજીયો કરિ દેખાડઇએ ખોટા, હાંરે.
હોલો તો પંખીની જાતી, હાંરે.
નારિ નઠારી નથી શરમાતી, હાંરે.
લાજ શરમ ઉત્તમ સ્રી રાખે, હાંરે.
જૈન કન્યાશાળા એમ ભાખે, હાંરે.

૫૯

ઉંચે ટંબે ઓરડી, પારેવા હયો,
તેનાં મીઠાં બોર, ઝરમર જેર, પારેવા હયો.
સદ્ગુણને સંભાળીએ. પારેવા.
તજીએ શોર બકોર, ઝરમર જેર. પારેવા.

તજીએ કજીયો કલેષ, પારેવા.
સજીએ શિયળ શ્રીકાર, ઝરમર જેર. પારેવા.

કુળાચારને પાળીએ, પારેવા.
રાખો મન અવિકાર ઝરમર જેર. પારેવા.

ઉત્તમ કુળમાં અવતરી, પારેવા.
ગાઇએ ગીત રસાળ, ઝરમર જેર. પારેવા

કન્યાશાળા જૈનમાં, પારેવા.
ભણાવજો નિજ બાલ, ઝરમર જેર, પારેવા.

૬૦

નવા નગરથી બાવો આવ્યો,
શિયળ સુભુષણ લાવ્યોરે;
કુળવંતી ગોરીને આપ્યાં,
નીતિ પંથ બતાવ્યોરે;

કુલટાને કુમજાત નઠારી,
નારીને ધિક્કારીરે;
સદાચાર પાળે તે સારી,
કીર્ત્તિ જગ વિસ્તારીરે;
સત્ય શિયળ નિતિનાં ગાણાં,
ગાઇ મંગળ વરતાવોરે;
મંગળમાં અપમંગળ બોલી,
કુળ મરજાદ ગમાવોરે;
બાવો બોલે બેની મારી,
લાજ સહીત સંચરજ્યોરે;
એમ કહી નિજ નગર સિધાવ્યો,
જૈનશાળા જય વરજ્યોરે;

૬૧

એક ટકાનાં પાન મંગાવોરે,
તે પાનની બીડીયો બનાવોરે;
પાન બીડાં સાજનમાં વેહેંચોરે,
વરરાજાને તંબોળે સેંચોરે;
બેહેની મંગળમાળા બોલોરે,
નાતિ શાસ્ત્રથી અંતર ખોલેરે;
જૈનશાળાને બાળા વધાવોરે.
બેની ભણી ફટાણાં ન ગાવોરે;

૬૨

આંગણ આંબો શુભ ફળ્યોરે,
કેરી ઝોલાં ખાય, મારી વેવાણ સાચું બોલોરે;
વેવાઈ ધરીયો બહુ મળ્યોરે

જાન ભલી સચવાય, મારી વેવાણ.
વેવાણ રૂડી છે ભલીરે,
નહીં કજીયો કંકાસ, મારી વેવાણ.
બાળો વર વરણાગીયારે,
સજ્જનથી સહુવાસ. મારી વેવાણ.
સદાચારથી શોભતોરે,
સત્ય શિયળ નિરધાર, મારી વેવાણ.
કન્યા પણ ડાહી મળીરે,
રૂપ ગુણે ભંડાર, મારી વેવાણ.
રતિને રતિપતિસમ બનીરે,
દંપતિ જોડી આજ, મારી વેવાણ.
એવા કુળમાં ગાજીએરે,
વધે જગતમાં લાજ, મારી વેવાણ.
શુભ ભાષણ મુખ ઉચ્ચરોરે,
મગળ માળા થાય, મારી વેવાણ.
કન્યાશાળા જૈનનીરે,
મંગળ માળા ગાય. મારી વેવાણ.

૬૩

પેહેલા તીર્થંકર મહારાજરે સુખશાંતિ આપો.
પ્રથમ જગતના રાજરે સુખશાંતિ આપો.
સર્વ શિરોમણી જેહ રે. સુખ૦
ભર્ત્તા પ્રથમછે તેહ રે, સુખ૦
પેહેલા લગનના કરનાર રે, સુખ૦

વ્યવહારમાં સરદારરે, સુખ૦
પેહેલા સદ્દગુરૂરાજ રે, સુખ૦
જે ન્યાય તણા શીરતાજ રે, સુખ૦
વિશ્વના તારણ હાર રે, સુખ૦
સંશયના હરનાર રે; સુખ૦
નહી લવલેશ કલંક રે, સુખ૦
કર્યો કર્મ રૂપી દુર પંકરે. સુખ૦

## ૬૪

( મીઠડાં ગોરસલ્યો—ગોરસલ્યો—એરાગ. )

બ્હેની સહુ રાસ ઝીલો, રાસ ઝીલો.
મીઠા મોઘા પ્રાણેશ કેરા રાસરે, બ્હેની સહુ૦
તમ હૃદયે ઝુલાવો હૃદયેશરે. બ્હેની સહુ૦ ૧

ઉંચે ઉંચે આકાશમાં ચંદ્ર છે. બ્હેની સહુ૦
એ ચદ્રે પ્રિતમનું પ્રતિબિંબછે, બ્હેની સહુ૦ ૨

એ ઈન્દુમાં અમૃતની ધારછે, બ્હેની સહુ૦
મારો વ્હાલો સુધાનો શૃંગારછે. બ્હેની સહુ૦ ૩

એ સોમે શીતળતા છવાઇ છે બ્હેની સહુ૦
મારા માનીતાની મીઠી છાંયછે. બ્હેની સહુ૦ ૪

આછા આછા આકાશમાં મેહછે. બ્હેની સહુ૦
મારા વ્હાલાનાં નયણાંમાં નેહછે. બ્હેની સહુ૦ ૫

મેઘ ઉતરે અવનીમાં પરકાજરે બ્હેની સહુ૦
મને ઉદ્ધારવા લવે નાથરે બ્હેની સહુ૦ ૬

મેઘવૃષ્ટિ સરજાવે સુંદર સૃષ્ટિરે બ્હેની સહુ૦
સ્વર્ગ સુખ સમી કંથ કૃપા દૃષ્ટિરે બ્હેની સહુ૦ ૭

એ નભમાં વિજળીના વિહારછે બ્હેની સહુ૦
હૃદય લગ્નોના દિવ્ય ચમત્કાર છે બ્હેની સહુ૦ ૮
એ પ્રેમ જ્ઞાન જ્યોતિના પ્રકાશથી બ્હેની સહુ૦
ફરી ઘરઘર પ્રભુતાની લ્હાણીરે બ્હેની સહુ૦ ૯
પ્રભુ ચરણે સમર્પી નિજ મંનરે બ્હેની સહુ૦
જગત્ પશે ઝુકાવી આ જીવનરે બ્હેની સહુ૦ ૧૦

૬૫

માલણ ગુંથી લાવ ગુણિયલ ગજરો—એ ચાલ.

દિવસ દીપે આજ મંગલકારી,
કરો લગ્નની, સખિ ! તઇયારી. દિવસ૦

રચો રમણીય કુસુમની માળા,
લાવો અર્ધ્યને દહિં ઘી બાળા;
ગાઓ મંગળ ધવલ રસાળાં. દિવસ૦ ૧

કરો સિદ્ધ સુગંધિક પીઠી,
કાઢો રંગોળી નજરે ન દીઠી;
આપો માન વાણી વદી મીઠી. દિવસ૦ ૨

ધરો ચાક ને ચંદ્રમા સાથે,
પેરો કંકણ રત્નનાં હાથે;
નવાં અંબર અંગમાં સાથે, દિવસ૦ ૩

જાની વાસો ઘો જાનને સારો,
કરવા સ્વાગતનો આ છે વારો;
જશ મળશે જુવતી ન હારો. દિવસ૦ ૪

માતૃભવન ભલું શણગારો,
રાખી ચિત્ત વિવેકજ સારો;

પૂર્ણ પાત્ર ભરો દિવ્ય નારો. દિવસ૦ ૫

દિવ્ય કળશ શોભાવોને કમળે,
વરમાંચી ઉચિત ધારો વિમળે ?
વધુવર પાદુકા મૂકો પ્રેમે. દિવસ૦ ૬

લીંપો ગોમયે વેદિકા વ્હેલી,
તજો રમત બનો ના છકેલી;
ગોથાં ખાઓ બની નવ ઘેલી. દિવસ૦ ૭

આવ્યો લગ્ન સમય બહુ પાસે,
નિજ કાર્ય કરોને ઉલ્હાસે;
આદિનાથ પ્રસન્ન જેથી થાશે. દિવસ૦ ૮

૬૬

લીલાવતીએ લખી મોકલ્યો રે ॥ એ દેશી ॥

મોટા ઘરના વરરાજા માંયરામાં બેઠા,
બાજોઠે સજી સણગાર;
પરણી રતિના પતિ થવા રે, કેવા,
આવ્યા કામ કુમાર.
અવસર આવ્યો ઉજળો ॥ એ ટેક ॥ ૧ ॥

કન્યાના મામા કન્યા તેડીને,
પધરાવી પ્રીતમ સનમુખ;
વડીલ વદે જોડું જોઈને રે,
ચિરંજીવો સદા પામો સુખ ॥ અવસર૦ ॥ ૨ ॥

પાનેતર જાદર કેરી કાંચળી રે,
પેહેરી કન્યા અનોપમ અંગ ॥

હાથે ચુડો હાથી દાંતનો રે,
માથે મોડ ચુંદડી રાતે રંગ ॥ અ૦ ૩ ॥

કંકુની પીળ કપાળમાં કાઢી,
અક્ષત ચોડયા અખંડ;
એને મદન ફળ બાંધીયાં રે,
પતિ પત્નીનું પુન્ય પ્રચંડ ॥ અ૦ ૪ ॥

કન્યાનાં માત પિતા તિહાં,
વર વહુના પખાળીને પાય,
ચડતા પીળે કુમ કુમ થકી રે,
કન્યા દાન દેઇ હરખાય ॥ અ૦ ॥ ૫ ॥

જમણા જીયાવરના હાથમાં રે આપી,
કન્યાનો જમણો હાથ,
હેતે હાથે વાલો મેળવ્યો રે,
રાખી સાક્ષી સજન સગાં સાથ ॥ અ૦ ॥ ૬ ॥

ગોત્ર પરવગુરૂએ ગણ્યારે,
ઘાલી વર વહુને વરમાળ,
વિપ્ર મગળાષ્ટક ભણે રે, ગોરી
ગાય છે ગીત રસાળ ॥ અ૦ ॥ ૭ ॥

છબીલા છબીલીની છેડા છેડી બાંધી,
ભવ સુધી બે જણાં બંધાય;
અંગ જુદું જીવ એક છે રે,
દુખે દુખીઆં સુખે સુખીઆં થાય ॥ અ૦ ॥ ૮

આછા ઘુંઘટે અવલોકની રે,
નિજ વર તણું વિમળ વદન;

વિવિધ વાજીંત્ર વાગતાં રે, જેના
નાદે ગાજે છે ગગન ॥ અ૦ ॥ ૯ ॥

ધર્મ અર્થ સર્વ કાર્યમાં રે,
કરશે સુંદરી સહાય સદાય;
શીવ સુત કેશવથી કહીરે,
જુદી જુવતી ન જરીએ જણાય ॥ અ૦ ॥ ૧૦ ॥



